શ્રીપરમાત્મને નમઃ

# શ્રી

# સંન્યાસી

યાને

## [પાપનું પ્રાયશ્ચિત્]

---

## શ્રી દેશી નાટક સમાજ.

ગદ્યપદ્યાત્મક
નાટક.
ત્રીઅંકી.

માલીક

ઝવેરી ચંદુલાલ દલસુખરામ

---



---

કીંમત ૦-૮-૦

ઓમ્

तत् सत् परमात्मने नमः

# સંન્યાસી

યાને

## ( પાપનું પ્રાયશ્ચિત્ )

નાટક

ગદ્ય તથા પદ્ય સાથે

'શ્રી દેશી નાટક સમાજ' માટે

પ્રસિદ્ધ કરનાર

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.

પ્રથમ આવૃત્તિ    પ્રત ૧૦૦૦

તા. ૨૩-૧૨-૧૯૧૨    સંવત ૧૯૬૯

મુંબઇ.

શ્રી સુબોધિની પ્રેસમાં વૈદ્ય ભગવાનલાલ ત્રિભુવને
માલેકને માટે છાપ્યું બજારગેટ કોટ, મુંબઇ.



મુલ્ય આઠ આના.

# પાત્રોના નામ.

## પુરૂષ પાત્રો.

સુબો ... ... ગુજરાતનો યવન સુબો.

હરનામસિંહ ... યવનરાજ્યનો જાગીરદાર. સુ બાળાનો સ્વામી.

અમરસીંહ... ... સુબાનો એક રજપુત સેનાનાયક.

શ્યામલાલ... ... અમરસિંહનો ખુશામતિયો સલાહકાર લોભા વણીક.

વિશળદેવ... ... વિશળગઢનો રાજા.

કેશરીસીંહ... ... વિશળગઢના રાજ્યનો વફાદાર સેનાપતિ.

ધીરસીંહ ... ... હરનામનો વફાદાર મીત્ર. સુરબાળાને આશરો આપનાર.

ખીજરખાં ... ... એક યવન સેનાનાયક.

લાલદાસ સુરતી ... બૈરી પરણાવાનો ઉમેદવાર ધનાઢ્ય વણીક.

કાન્ત ... ... શ્યામલાલનો જમાઇ કમળનો સ્વામી.

## સ્રીપાત્રો

સુરબાળા ... ... હરનામની ધર્મ પત્નિ.

મરીચી ... ... કેશરીસીંહની કન્યા.

લક્ષ્મી ... ... ધીરસીંહની સ્રી.

કમળ ... ... શ્યામલાલની પુત્રી. કાન્તની પાછળથી પત્નિ.

લીલી ... ... કમળની દાસી. પાછળથી લાલદાસની સ્રી.

લગ્નના ઉમેદવારો, દીવાન, વજીર સેનાપતિ, દરબારી, વારંગનાઓ લશકર-સિપાઇઓ વિગેરે

ॐ

श्रीपरमात्मने नमः

# સંન્યાસી

યાને

# પાપનું પ્રાયશ્ચિત.

---

## મંગળાચરણ.

**સુત્રધાર—**

પાહિમામ, પ્રણામ પ્રભુવર,
શુદ્ધ બુધ્ધ, મુક્ત શિવ શિવ કર.
તું અભેદ, તું અછેદ, વિદિત વેદ તું છે એક.
આદી અનાદી તું અનંત સત્ય ચિતને આનંદ.
કરી કરૂણા કૃપાવંત બાંહ્ય ધરો ભગવંત—

બાળાઓ આજે મારો વિચાર આ સભા જનો સમક્ષ "શ્રી સંન્યાસી" એ નામનો નાટક ભજવી બતાવવાનો છે.

**બાળા—**મહારાજ સંન્યાસી એ કોણ?

**સુત્રધાર—**એક શ્રીમંત જાગીરદારનો પુત્ર કે જે દુષ્ટ મીત્રોની સોબતથી દુરાચારી થયો હતો, પણ પાછળથી પાપના પશ્ચાતાપે અને ગુરૂ સ્વામીના બોધથી સુધર્યો હતો તે.

**બાળા—**પરંતુ સ્ત્રી પાત્ર વિના આપની કૃતિને પૂર્ણયશ મળશે?

સુત્રધાર—બાળા તે વીષે શંકા કરવાની જરૂર નથી કારણ કે સંન્યાસી હરનામની સ્ત્રી સુરબાળાનું પવિત્ર આચરણ અને પતીવ્રત તથા સરદાર કેશરીસીંહની વીર કન્યા મરીચીનું પ્રેમમય જીવન જન સમાજને પ્રીય થશે.

બાળા—વાહ વાહ ! એવી પતિ પરાયણ પ્રેમદાઓના જીવનને ધન્યછે.

ગાયન.

સતી જે શિયળવતી પતિ પ્રભુસમ માને તેને ધન્ય
વ્યાપે યશ વિમળ અચળ ભુતળ ઉપર
સતી નારીના યુગ યુગાંતર—ધન્ય૦
સદા સંતોષ સ્થિતીમાં, નિશ દિન લીન પતીમાં
કરે નિંદા ભલે દુરજન, તજે નહિં ઉર પતીનું ભજન
રટણએ જીવન મરણમાં, સ્વામીના હિત ચિંતનમાં
રીઝતી પ્રસન્ન વદનમાં, સ્વામીના ધન્ય તેને ધન્ય—

ॐ

श्रीपरमात्मने नमः

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—કારાગૃહ. પાત્ર-હરનામ, અમરસિંહ પાછળથી ધીરસીંહ અને ચોકીદારો.

**હરનામ**—સંસારપર ઘોર અંધકાર છવાઇ રહ્યો છે, તો પણ આ હાથે થએલાં કાળાં કામો મારી આંખો આગળ તરી રહ્યાં છે, છુપાઇ જાઓ, આકાશનાં ગ્રહો તેજ વિહિન થઇ અંધકારમાં ડુબી જાઓ, મારા કાળા કામોના ચિત્રોપર પ્રકાશ પાડી મને વધારે ના શરમાવો. ઓહ ! હવે નથી સહન થતું, ઓ દયાળુ દેવતાઓ ! તમે મારી દયા નખાઓ, ઓ કઠોર હૈયાના અસુરો ! તમારા પાષાણુ હૃદયને નરમ ના કરશો ! હું પાપી છું ! ખુની છું.

મારી માતાને લોહીથી રંગ્યું અંગ મારૂં
ગળે ઘોંચી પાળી પાલકનું પાપીએ શ્રાધ સાર્યું.
લોહીના ડાઘા હજુ તે, સુકાયા નથી,
પાપના કામો હજુ તે વીસરાયા નથી,
લુટાવી માલ ને મીલ્કત, થઇ જારી વ્યભીચારી,
દઇ ધિક્કાર તર છોડી ડુબાવી મેં સતી નારી.

**અમર**—કેમ હરનામ, શું થાય છે ?

**હરનામ**—આકાશ કાળું જણાય છે.

**અમર**—આકાશમાં કાળાશ શાથી ?

**હરનામ**—તારા પાપથી. ગરૂડ પણુ ડરે છે વિશ્વાસઘાતી સાપથી.

**અમર**—હા હું સાપ છું, હળાહળ ઝેરથી ભરેલો છું, મને સંભારે છે શું પાપ મારાં, પહેલાં તું સંભાર પાપ તારાં.

**હરનામ**—મારાં પાપ ! હા હું પાપી છું.

પરંતુ તેં થઇ દોસ્ત દુશ્મનની ગરજ સારી
સ્નેહનાં પડદામાં છુપાઇ કરી છે આ દશા મારી,
જારી વ્યભીચારી બનાવી કીધો તેં મુજને ભીખારી
કહેવું સાંભળી તારૂં આ હાથોએ માતને મારી
શું કરૂં અમર લાચાર છું આ બેડીઓના બંધને
નહીં તો લેત હું વેર માનું મારી તું વિષયાંધને

**અમર**— મને શું મારીશ ! તું મરવા સરજાયો છે,
હરનામ જાણે છે ? માથે તારા મોતનો છાંયો છે.

**હર**— છે કે નથી તે તું, દુરાત્માના કયાં છે હાથમાં,
જીવવું કે મરવું લખ્યું ચોપડે જગનાથના.

**અમર**— થયું નિર્માણ તારૂં આ હાથથી મરવાને,
કરવા દુર તું કાંટો, જીવું હું સાફ કરવાને.

**હર**—હું છું કાંટો પણ તું કૈવચ છે, હું પાણી છું, તું ઝેર છે,
હું કાષ્ટ તું પાષાણ છે, હે પાપાત્મા તું સેતાન છે.

**અમર**—સેતાન છું, પાપી છું, પરંતુ તું શું ઉજળું મુખ લઇ
જીવે છે ?

**હર**—હું જીવું છું ?

પશ્ચાતાપના અશ્રુ સારી, કરેલાં પાપ સાફ કરવાને,
ક્ષમાની આખરી અરજી, પ્રભુની પાસ ધરવાને.

**અમર**— અશ્રુ સાફ નહીં કરે કામ કાળાં,
વિના પ્રાયશ્ચિત નહિં ધોવાય પાપ તારાં.

**હર**—પ્રાયશ્ચિત ?

**અમર**—હા, તારા પાપનું.

**હર**—શું ?

**અમર**—મહોત.

**હર**—મહોત ?

**અમર**—મહોતથી ડરે છે, તો માતાનું ખુન કરતાં કેમ ના ડર્યો ?

**હુર—** ના સંભાર તું સંભારી, હૈયું હવે તું બાળના,
પડયા જે ઘા રૂઝાયા ના, મા નું મરણ સંભારના.
મ્હોત કે દુ:ખથી ડરે, કાયરનું એ કામ છે,
ડરતો નથી હું મ્હોતથી, મ્હોતતો આરામ છે.
પરંતુ દુ:ખ એજ કે, ખૂની તુજ હાથે કપાવું,
કથીર નીચું કનક આગળ લોહથી શાને દબાવું.

**અમર—** કાળા અને ધોળા બધા, સંસારના વહેવાર છે,
બળીયા તણા બે ભાગ જ્યાં ત્યાં સત્ય એ સાકાર છે.
સુખ સાહ્યબી વૈભવ વળી, ખુબ રંગ રાગો માણવા,
કરવા પડે ક્રુર કામ તેમાં પાપ શાને માનવાં.

**હુર—** વૈભવ સુખો સંસારના, ચીરંકાલ તે રહેતા નથી.
આંખો મીંચાઇ આખરે, દુનીઆ બધી ડુબાઇ જતી.
આવ્યા લઇ બે હાથ ખાલી આખરે ખાલી જશે,
માટી તણી પેદાશ પાછી, માટીમાં ભેલાઇ જશે.

**અમર**—માટીમાં ભેલાઇ જવું છે? મોતને શરણ થવું છે?

**હુર**-મોતને શરણ થવું છે, જગતના નાથને ત્યાં જવું છે, પ્રભુ રાખશે તો રહેવું છે, બચાવશે તો બચવું છે.

**અમર**—હા, તને બચાવશે.

**હુર**—કોણ બચાવશે?

**અમર**—હું બચાવીશ.

**હુર**—શી રીતે?

**અમર**-મારી માગણી સ્વીકાર એ રીતે.

**હુર**--તારી સેતાનની માગણીનો સ્વીકાર કરૂં?

**અમર**-હા! જીવવાની આશા હોય તો માત્ર એકજ વસ્તુ માગું છું.

**હુર**—મારી પાસે આપવા જેવું કશું નથી.

**અમર**—તારી પાસે છે.

**હુર**—શું?

**અમર**— જપું છું જેનો હું નીરંતર માળા,
માગું તારી પાસ પ્રિય સુરબાળા.

**હર**— ચુપ કર ઓ પાપીઆ શબ્દએ સંભળાવ ના
જીભને કાઢું ચુંટી પણ બેડીનો કર ભાર આ:
ધિક્કાર છે ઓ ઘાતકી, તું શે ઘડાયો માનવી.
પથ્થર ઘડાયો હોતતો ધોવાત કાયા દાનવી.
લજાવી કુખ માતાની, પડયો શે પેટ ગોઝારો;
વધ્યો તું વિષનો વેલો, હરામી હાય હત્યારો.

**હર**—ભલે આખી દુનીઆ ધિક્કારે તેની મને પરવા નથી. હરનામ મારી માગણી સ્વીકાર યાતો મોતને સ્વીકાર.

**હર**— ભલે ગરદન ઉડાવીદે છરી ધર તું ઝુંકાવી મેં,
પરંતુ એ છુરી નીચે સફા તુજ ડોક થાવી છે.
થઈ વીશ્વાસનો ઘાતી નહીં કોઇ સુખી થાશે,
કરે તેવું જરૂર પામે, ભવો ભવ તે દુખી થાશે.
ભલા કાંઇ કામને કરતું, ભલામાં તો ભલાઇ છે,
સુળો શું આંગણે વાવે, બુરામાં તો બુરાઇ છે.

**અમર**— સુળો જો આંગણે ઉગશે, તો મુળોમાંથી ઉખાડશું.
બળ શક્તી જો હાથમાં, તો જગનાથને હંફાવશું.

**હર**— હાલે નહીં એક પાંદડું, જો ચાહે જગરાય,
તું માયાનો માનવી, શીદ ફોગટ ફુલાય.

**અમર**—સાવધાન !

**ધીરસીંહ**—ખબરદાર;

**અમર**—કોણ ?

**ધીરસીંહ**—મદદગાર.

**ટેબ્લો.**

# અંક ૧ લો

## પ્રવેશ ૨ જો.

સ્થળ--શ્યામલાલનું ઘર.

**પાત્ર**—કમળ, કાન્ત, શ્યામલાલ, લાલદાસસુરતી, લગ્નના ઉમેદવાર ચાર તથા ભુલકણાશંકર.

**કાન્ત**--યાર નશીબ ! તું પણ દુશ્મનની ગરજ સારે છે, જ્યાં સવળું કરવા જાઉં છું ત્યાં તો અવળું બની બેસે છે, મહા મહેનતે મણી મેળવું છું, તું તેના કાંકરા કરે છે, જો કે કમળ મને ચહાય છે અને હું કમળને ચહાઉં છું પરંતુ હવે કમળ મારા નશીબમાંથી ઉતરી ગઇ છે તેનો લોભી-પિતા મારા જેવા નિર્ધનની સાથે પોતાની પુત્રીને પરણાવે એ માનવું તે એક જાતની મૂર્ખતા. બસ હવે તો જુની પુરાણી દોસ્તીને છેલ્લા રામરામજ કરવા. એજ ઠીક છે.

(નેપથ્યમાં કમળનું ગાયન સાંભળે છે)

ઓહો ! કમળજ આવતી જણાય છે ને શું ! આહાહા કમળનું મુખકમળ કેવું ખીલી રહ્યું છે.

ગાયન

**કમળ**— શાને પોકારે પિયુ પિયુ પપૈયા,
તારા બોલોથી અંતરના બા......ળ—પપૈયા.
આવી જુવાની, દીવાની બનાવી
ગઇ અકળાઈ, મરૂં હું મુંઝાઇ
મારા ચીત્તને ચોરાવે ટહુ......કાર—પપૈયા.

**કાન્ત**—કોણ કોણ વહાલી કમળ !

**કમળ**—હા વહાલા કાન્ત. પણ વહાલા આજે ઉદાસ કેમ ?

**કાન્ત**--ઉદાસીનું શું પુછે છે કમળ, આજ આપણા પ્રેમનાટકનો છેલ્લો અંક પડવાની તૈયારી છે.

**કમળ**-તમે શું કહોછો? નાટક શું ? અંક શું ? પડદું શું ?

**કાન્ત**--ઓ કમળ તું ક્યાંથી સમજે? હૃદયને હૃદયથી ફરી ફરી ચાંપતાં પણ શાંતિ વળે તેમ નથી, કમલ હવે તું સુખી થજે, મારા નશીબમાં તો સુખ નથી લખ્યું. કારણ કે તારો પીતા લક્ષ્મિનો લોભી છે, પૈસાનો પુજારી છે.

**કમળ**--એટલે શું મારો પિતા મારા પૈસા લઇ મને પરણાવશે ?

**કાન્ત**--એમાં આશ્ચર્ય શું ?

**કમળ**--શું હું પશુ છું કે મને બજારમાં લીલામ કરી વેચી નાંખશે?

**કાન્ત**--અરે કમળ આપણા હિંદુમાંથી મનુષ્યબુદ્ધિ નષ્ટ થઇ છે અને પશુ બુદ્ધિ વસી છે માટે કહું છું કે કમળ તું મને ભુલી જા.

**કમળ**--તમને ભુલી જાઉં,? મારા જીવને ભુલી જાઉં,? કાન્ત મારા લોભી પિતાને લક્ષ્મી જોઇએ છે પણ મારે તો તમારી ગરીબાઇ જોઇએ છીએ. હું તો એકવાર સાકરના હીરા ગળી ચુકી છું, મુખથી તમને માગ કહી ચુકી છું તે કદી ફરનારી નથી તમારા સીવાય અન્યને વરનારી નથી તે નથીજ.

**કાન્ત**--પણ તેમ કેવી રીતે કરી શકાશે ?

**કમળ**--મેં ઉપાય શોધ્યો છે.

**કાન્ત**--ઉપાય ? આપણા સુખનો ઉપાય જલ્દી કહો.

**કમળ**--પિતાજી જો અન્યને પરણવાની ફરજ પાડશે તો જીભ કચડી મરી જઇશ.

**કાન્ત**--શું દેહનું બળીદાન ?

**કમળ**--હા વહાલા તમારા માટે! મારા પ્રેમને માટે.

**કાન્ત**--નાના!, કમળ જ્યારે તું મારા માટે દેહનું બળીદાન આપીશ તો તને મેળવવા હું હજારો મુશીબતો ઉઠાવવા તૈયાર થઇશ.

**કમળ**--ત્યારે કહો કાન્ત તમે મારા છો ને હું તમારી છું.

**કાન્ત**--વહાલી તું તો મારીજ છે ને હું પણ તારોજ છું.

કમળ-કાન્ત— ગાયન.

પ્રાણુ મનહર સુખકર છોજી મારા,
મારી નયનોનાં બાણુ, શાણી સુંદરી સુજાણુ,
વ્હાલા લટકે ને ચટકે લોભાણી હું તારા.—પ્રાણુ૦
દીલ સોંપ્યુ મેં નાથ, હાથ સાથ તે નીભાવો,
પ્રેમ રસ પાઓ.
અલબેલી આમ આવો, છબીલી શું સતાવો,
રસ પાઇને રીઝાવો, એજી ના. ના. ના.
પ્રીય પ્રાણુના આધાર, કમળ હૈયાની હાર,
જાઓ જાઓજી ઠગારા, એજી વાહ! વાહ! વાહ—પ્રાણુ૦

(બાદ શ્યામલાલ, લાલદાસ વિગેરે આવે છે.)

શ્યામલાલ—પધારો સાહેબો હું તમને મારી ગરીબની ઝુંપડીમાં આવકાર આપું છું.

નં. ૧—વાહવા શું લાયકી?

શ્યામ—વારૂ શેઠીઆઓ હવે મારે તમને મુદાની વાત કરવી જોઇએ; પહેલા મારે જાણવું જોઇએ કે આપ સઘળા અગાઉથી રૂપીઆ સો અનામત મુકી મારી કન્યાના લગ્નના ઉમેદવાર છો?

લાલદાસ—હાજી હાજી લગ્ન કરવા નહીં તો સું થોડાક મજાક કરવાને આવેલા?

શ્યામ—પણ પૈસા પૈસા પાકે એમ છે ના?

નં-૨—અરે આપને કહું તે જરા હાથ તો લાવો.

શ્યામ—ઊંહું ઊંહું પાંચ હજારે ના પતે શેઠીઆ ના પતે, એતો માલ તેવું મુલ છે.

શ્યામ—નહીં શેઠીયાઓ એવી ગુપચુપ વાત કરવામાં (બધાની સાથે હાથની ઇશારત) પતે તેમ નથી આતો જાહેર લીલામ છે મારે તો કોણુ વધારે રૂપીઆ આપે છે તે જોવાનું છે.

લાલ—અજી સેથીઆ, આ તમારૂં મન કચવાતું હોય તો આ-પણા પાંચના સાડા પાંચ હજાર.

નં-૩—આ અમારા છ હજાર, આ ઘર વરને કુલ ત્રણે નંબર પહેલાના.

નં-૧—આ અમારા આઠ હજાર.

લાલદાસ—એ વધ્યા કે ? પાનીની માફક વધ્યા કે? ઉતરી પડો ઉતરી પડો.

નં-૩—અરે નારે ના, શેઠીઆ બધરી થઇ ચાર ને છોકરાં મુકી ગઇ બાર, આ બરદાશ કરતાં કંટાળી ગયો છું. તેથી બઇરૂં કરવું પડે છે, આ લ્યો શેઠ ત્યારે અમારા નવ હજાર.

લાલદાસ—અરે પન સેથીઆઓ જરા ધીરા થાઓ, હુસ હુસ કરીને વધ્યા તે વધ્યાજ વધ્યા, આભલા સુધી વધ્યા, બાઇરે એ તો પેળીઆં પાથરવાનાં છે પોળીઆં જુઓ સેથીઆ આ માની જાઓ ને ચાંલ્લો કરતા હોતો રૂપીઆ પંદર હજાર કબુલ ને વળી પાંચસોની કંઠી લટકામાં.

શ્યામ—(ચાળાપાડીને લટકામાં) જુંઓ શેઠીયાઓ તમો બધા મળીને પાંચ લગ્નના ઉમેદવાર છો અને તમોએ તમારી અરજી સાથે રૂપીઆ સો મારે તયાં જમે મુકયા છે એટલે મારાથી કોઇનો પક્ષપાત થાય નહીં, મારે મનતો બધાય સરખા, મારો વિચાર એમ છે કે બધી ભાંજગડ કરવા કરતાં હું જે રકમ બહાર પાડું તે આપવા જે કબુલ થાય તેને મારી કન્યા પરણશે. અને રકમ કબુલ થાય તો બીજાના ડીપાઝીટ રૂપીયા જાય કેમ છે કબુલ ?

બધા—ચાલો કબુલ.

લાલદાસ—જાઓજી કબુલ કબુલ.

શ્યામ—ત્યારે જુઓ સાહેબો સાંભળો પાંચ નહીં, દશ નહીં, બાર નહીં, ને પંદર પણ નહીં જે રૂપીયા આપશે વીસ હજાર તે મારી કન્યાનો થશે ભરથાર.

નં-૨—વીસ હજાર બહુ ભારે હો.

જરકપ૯



**લાલદાસ**— ઉભા રહો જરા વીચાર કરવા દો, (સ્વ) બધા પાસે ના પડાવી આપણે હા પાડી દેવી, જરા ઉંધું સમજાવા દે (પ્ર) જુઓ સેથીઆઓ હવે મુદ્દાની વાત કરો કે કરવું શું.

**નં-૨**—આ કરવું એ કે આપણે બધાએ પંદર હજારથી વધવુંજ નહીં, આ વધે એનો બાપ વધે,

**લાલદાસ**—બરાબર છે, ચાલો બધા લેન બંધ ઉભા રહો,

**નં૦ ૨**—અલ્યા પણુ કન્યા તો જુઓ કન્યા.

**નં૦ ૩**—હા ભાઇ હા કન્યા તો જોવી જોઇએ.

**શ્યામ**—( બહાર આવીને ) જુઓ સાહેબો કન્યા જોઈ? છે રૂપ રૂપની મણી.

**લાલ**—હાય હાય ! શું મારી પોરી છે! જાણે પારસની મણી, હીરાની કણી.

**શ્યામ**-લ્યો ચાલો ત્યારે શેઠીઆઓ મારી સરત કોણ સ્વીકારે છે?

**લાલ**--કન્યા તો ઠીક છે પણ કીંમત બહુ ભારે છે.

**નં૦ ૨**—એમ "સોદો" નહી કરે, કંઇક ઓછા કરો.

**નં૦ ૩**—આ વધશે તો કન્યાની કેડ ઉપર ભાર છે.

**શ્યામ**—એસ એસ ડાહ્યલા શું મારી આંખો ફુટી ગઇ છે?

**નં૦ ૧**—ખરૂં છે આપને તો કાચંડા જેવી આંખો છે લ્યો ત્યારે પંદર હજારથી એક બે કોથળી વધારે.

**નં૦ ૨**—અમદાવાદી શેઠ સરત તોડી કે લ્યો ત્યારે મારા સત્તર હજાર.

**નં૦ ૧**--આપણા હજાર ઓગણીશ.

**લાલ**—વધધા કે વધધા કે જુઓ આ સુરતી કાકાના સપાટા આ લાલદાસ સુરતીના પુરા હજાર વીશ.

**નં૦ ૩**—જુઓ ભાઇ કુતરામાં સંપ હોય તો કાસીએ ન જાય?

**નં૦ ૪**—આ શરત તુટી તો આમે ને આમે તોડી નાંખો.

**બધા**—એ અમારા પણ વીસ હજાર કબુલ છે!

**લાલ**—એ પગ પેલી માગણી મારી થઈ છે.

**બધા**—તે ન ચાલે જો

**શ્યામ**—ઉભા રહો શેઠીઆઓ લડશો નહીં, હું તમારો તોડ કહાડું તમો બધા વીશ હજાર આપવા કબુલ છો?

**બધા**—હા કબુલ.

**શ્યામ**—ત્યારે બધામાંથી કોને પસંદ કરવો તે માટે કોઇને વાંધો ન રહે તેવી યુક્તિ કરવી જોઇએ.

**લાલ**—શેઠીઆ એવી યુક્તિ હું બતાઉં જુઓ જાને જેવી રીતે ડરબીની ઘોડ દોડની લોતરી નીકળે છે અને કંઇકના નશીબ ફુટી જાય છે તેમ આપને બી કાઢો લોટરી.

**શ્યામ**—હા લોટરી કહવામાં ઠીક છે જેનું તકદીર જોર કરશે તેને કન્યા વરશે.

**નં૦ ૩**—ઠીક ભાઇ ચાલો થવા દો, કાઢો લોટરી.

(સહુના નામ લખી પાઘડીમાં નાંખે છે, ઉપાડતાં લાલદાસ સુરતીનું નામ આવે છે.)

**શ્યામ**—લાલદાસ સુરતી.

**લાલ**—હાજી હું લાલદાસ, મારૂં નામ લાલદાસ. એ હું છું જી હું. કેમ તકદીર તુટી પયરૂં.

**બધા**—હાય હાય! અમારા તો રૂપીઆ સો પાણીમાં ગયા.

**શ્યામ**—જુઓ શેઠીઆ તમારા બધાના મતે લોટરી કાઢી નો રા. રા. લાલદાસ સુરતીનું નામ આવ્યું છે ને હું તેમને જાહેર કરવાની તક લઉં છું કે આજથી તે અમારા જમાઇ થયા છે.

**લાલ**—અને આએ શેઠીઆ અમારા સસરા થયા છે.

**શ્યામ**—દીલગીર છું કે તમો સઘળાને નીરાશ કરવા પડે છે. પણ ધર્મના કાંટે વાત તોળાઇ છે, જેનું તગદીર હતું તેને કન્યા ગઇ છે. તો હવે આપ પધારી જાઓ.

**નં૦ ૪**—એ દાકા તમે થોડા દીવસના મેમાન છો તો કાંઇ નફો લઇને ફરીથી લોટરી કાઢો.

**લાલ**—છટ છ મહીના પછી બીજી લોટરી કાઢીશું, પણ શેઠ સાહેબો લગ્ન થતાં સુધી જરૂર રહેજો ને લગ્ન મંડપની શોભામાં વધારો કરજોજી. હું આપને નોતરૂં આપું છું.

**નં૦ ૩**—વારૂ વારૂ શેઠીઆ તેમ કરશું. અમારે તમારાથી થોડુંકજ વેર છે. લો હવે રજા લઇશું.

**લાલ**—વાહજી વાહ, સી લાયકી, વારૂ સાહેબજી શેઠીઆ.

**શ્યામ**—વારૂ તો શેઠ હવે રૂપીઆ?

**લાલ**—રૂપીઆ તૈયાર પણ કન્યા કયાં છે તૈયાર?

**શ્યામ**-રૂપીઆ તૈયાર તો કન્યા પણ તૈયાર.

**લાલ**—તમે તારે લગ્નની તઇયારી કરો ને રૂપીઆ તો આવ્યાજ સમજજો.

**શ્યામ**—વારૂ તો ગનેશ મંડાવું છું ને વાજાં વગડાવું છું ને લગ્નની તૈયારી કરૂં છું. વારૂ પણ શેઠીઆ લગ્નનું ખરચ તમોને આપવું પડશે.

**લાલ**—એ વયધા કે વયધા કે પાણીની માફક વઇધા કે ઉતરી પરો ઉતરી પરો, વારૂ એ પન કબુલ, મારી બેટી કન્યા રૂપ રૂપનો કટકો, ઇંદરની અપસરા આ પલીઆં તો આવ્યાં પણ ભગવાને કૃપા કરી તો પારસની પુતલી મળી, બસ હવે તો અમન ચમન કરીશું ને લાડીની સાથે ગાડી ઘોડામાં ફરીશું.

**લાલદાસ**— ગાયન.

સહુ સાહેબો પધારો, મારી શોભાને વધારો,
વરઘોડો છે મારો, આજે.
ઘોડાગાડીઓ જોડાવું, બેંડ વાજાં વગડાવું,
મોટી મોટરો મંગાવું, વાગે પં. પં. પં.
મોટો મંડપ રચાવું, લેટ કીટશન લગાવું,
રૂડાં ગીતો ગવડાવું—વર૦
જરીનો જામો પેરીશ હું, છબીલો ઘોડે ચડીશ હું
નાણું નાંખી દઇને તું, ઘોળામાં ધુળ ઘાલે શું,
છેડો બાંધીને ચઢું, છાબેલાની સાથે-વર૦

(બધા જાય છે.)

**કમળ**—હરી હરી જુલમ થયો; પાપી પિતાએ પરભવનું વેર વાળ્યું અને મને પૈસાની ખાતર વેચી, હે પ્રભુ હવે હું શું કરૂં કે આ આફતમાંથી બચું, હા લાવ ચીઠી લખી એ પીટયા લાલદાસને ત્યાં મોકલું ને બીજી ચીઠી મારા કાન્ત ઉપરં મોકલું. પણ ચીઠીઓ પહોંચાડશે કોણ, હા, ઠીક યાદ આવ્યું, પેલા ભુલકણાશંકર ગોરની સાથે મોકલાવું, અરે લીલી, પેલા ભુલકણાશંકર ગોરને બોલાવી લાવ.

**લીલી**—વારૂ બેહેન,

**ગોર**—બહેનનો જય થાઓ.

**કમળ**—આવો ગોર મહારાજ, આજ તો તમારૂં કામ પડયું છે.

**ગોર**—એમાં શું બા ફરમાવોને તમારાનો અમે સેવકજ છીએ, અમારૂં કામજ ટાંપું ટૈયું કરવાનું છે.

**કમળ**—લ્યો આ દક્ષણા,

**ગોર**—સ્વસ્તિ ભગવાન ભલું કરો.

**કમળ**—જુઓ આ બે કાગળ, જે ભારે છે તે કુલીનદાસના છોકરા કાન્તને આપજો ને આ હલકો કાગળ જાની વાસે લાલદાસ સુરતીને આપજો.

**ગોર**—હા વારૂ બહેન, આ ભારે કાગળ વરરાજાને ને હલકો કાન્ત ભાઇને.

**કમળ**—અરે ભુલકણાશંકર ભુલ્યા, હલકો વરરાજાને અને ભારે કાન્તને. જોજો ભુલ ન થાય !

**ગોર**—હા હા બરોબર એમજ, વારૂ કાન્તભાઇ ન મળેતો એમના ઘરમાં આપતો આવું તો ચાલશે ?

**કમળ**—ના ના એમને હાથોહાથ આપજો. ને જો જો કોઇને વાત કહેશો નહીં હો.

**ગોર**—અરે બહેન એ શું બોલ્યાં ? અમારાં પેટનો સાગર જેવાં.

**કમળ**—લ્યો પધારો, જો જો કાંઇ ભુલ ન થાય.

**ગોર**—અરે હવે ભુલ શી થાય ? આ હલકો વરરાજાને અને ભારે કાન્તભાઇને, કેમ એમના ?

**કમળ**—હા એમ પધારો. પ્રભુ હવે તું લાજ રાખજે. (જાય છે.)

# અંક ૧ લો.

## પ્રવેશ ૩ જો.

સ્થળ–ધીરસીંહનું ઘર.

**પાત્ર—સુરબાળા, લક્ષ્મી, પાછળથી અમરસીંહ, શ્યામલાલ, તથા દાસી.**

સુરબાળા— ગાયન.

હે દીનબંધું સહાય કરોને ઘનશ્યામ.
આશરો તારો દીન અબળા હું યાચું રઘુવર રામ પુરણકામ—
જળથી વીખુટી માછલી મરશે, સ્વામી વીયોગી કયાં જઇ ઠરશે.
આંસુ સરે દીલ લ્હાય બળે.
પાપી પ્રપંચે નાથ ફસાયા. ઉગારજે હરનામ મમશ્યામ.—

ખરાબી હાલ કરનારો અરેરે દુષ્ટ તું દારૂ.
ભમાવ્યો પ્રાણનો પ્યારો કર્યું જીવતર બધું ખારૂં.

લક્ષ્મી---માતા હવે કલ્પાંત કર્યે શું વળે છે! પ્રભુપર વિશ્વાસ રાખી વીર હરનામસીંહના છુટકારાની પ્રાર્થના કરો, મહાન પ્રભુ જરૂર તમારા સામું જોશે. દયાળુ દેવ દયા કરશે.

સુરબાળા-- દયા નહીં દેવના દીલમાં, પ્રભુ રૂઠયો જગત રૂઠયું,
અને રૂઠી બધી કુદરત, શીરે બ્રહ્માંડ છે તુટયું,
ગઇ જાગીર અને દોલત, ગઇ સુખ સાહ્યબી સઘળી,
પડયો રાહુ થઇ વાંસે, અમીરી ગઇ ફકીરી રહી.

વ્હેન લક્ષ્મી અમારી સ્થીતિ આજે પલટાઇ ગઇ, હવે તમારા ઉપરનો અમારો શેઠ તરીકેનો હક ઉડી ગયો છે, હજારોને આશરો આપનારાઓને આજ તમારે ત્યાં આશરો લેવો પડયો છે.

**લક્ષ્મી**--માતા દીલમાં એવું ન આણો.

અમારૂં જે તમે માનો, તે બધું છે આપનું
અમારા જીવને કાયા, લોહી પણ છે આપનું
આ અમારી રંકની ઝુંપડી, તૈયાર તમ સત્કારમાં
સેવા કરી શું જ્યાં સુધી, જીવશું અમે સંસારમાં.

**સુર**--બહેન લક્ષ્મી, દાસ દાસીઓએ અમારો ત્યાગ કર્યો પણ ધ્રુવતારાની માફક અચળ રહી તમે અમારી સેવા કરો છો, પ્રભુ તણારૂં કલ્યાણ કરો.

**લક્ષ્મી**--માતા હરનામસીંહને મુકત કરવા મારા સ્વામી ગયા છે. મને ખાત્રી છે કે અમારા માલીકને છોડાવવા મ્હારા નાથ પોતાનો પ્રાણ પાથરશે અને માલીકને મુકત કરતાં જો પોતાનો પ્રાણ વહાલો કરી પાછા આવશે તો માનજો કે લક્ષ્મી ફરીથી તેમને નહીં મળે.

**સુર**--ના બહેન ના તેવું વૃતના લ્યો, અમારે માટે તમે દુખી ન થાઓ.( ધીરસીંહ આવે છે ).

**ધીરસીંહ**--માતાજી પ્રણામ કરૂં છું.

**સુર**--આવો મારા આશાના અંબાર, અંધકારમાં તેજના ભંડાર, કહો કહો મારા સૌભાગ્યના શા શમાચાર ?

**ધીરસીંહ**—માતા ઇશ્વર સાચાનો છે મદદગાર, જેને રામ રાખનાર તેને કોણ છે મારનાર !

**લક્ષ્મી**— જલ્દી કહો નાથ અમારી ધીરજ ખુટી ગઇ છે, આશાઓ તુટી ગઇ છે. આપણા માલીક બચ્યા ?

**ધીરસીંહ**-- પ્રભુએ બચાવ્યા.

**સુર**---મારા સૌભાગ્ય બચ્યા ? જીવન આધાર બચ્યા ! કહો કહો ધીરસીંહ તે શું કહેતા હતા. ? તેઓ મને સંભારતા હતા ?

**ધીરસીંહ**-- સંભારે શું ? તમારા પવિત્ર નામની માળા રટતા હતા. લ્યો, આ પત્રિકા તમને આપવા માટે આપી છે.

**સુર**—" વહાલી સુર.

પ્રિયા તને હું શું લખું, લખતાં બહુ શરમાઉં છું;
સ્મરતાં કરેલાં કામ કાળાં, અંતરે પીડાઉં છું.
દયાની દેવી તું પ્રેમ મૂર્તિ દુભાવી,
ખૂની થઇ જનની ગળે છુરી ચલાવી.
દુરાચારી સંગે થયો જારી વ્યભિચારી,
વ્યસનમાં લુંટાણી દોલત કીધાં તમને ભીખારી.
કહ્યું તું તેં ઘણું વાહાલી પરંતુ શીખ નવમાની,
હવે પસ્તાઇને માગું ક્ષમા તારી પ્રિયે શાણી.
જીવશું કદિ ભાગ્યે લખ્યું તો પ્રિયે પાછાં મળીશું,
પરંતુ ભેખ લેઇને સદા, હું તો સ્મરીશ પ્રિયે તું તુંને તું.

નાથ નાથ, આ જીવનમાં પહેલીજવાર પ્રેમ પત્રિકા, પરણ્યા પછી પ્રથમજ તમારી માયાનાં દરશન, નાથ હું તમને ક્ષમા કરૂં ? તમો મારી ભકિત કરો ? ના વહાલા તમે મારા માથાના મુગટ મણી છો, અંતરના આરામ છો, સંસારના સુખ ધામ છો.

**ધીરસીંહ**—માજી હવે હું રજા લેઇશ. હરનામસીંહ જો કે અહીંથી દુર છે, પરંતુ સહાયતાની જરૂર છે. લક્ષ્મી હું જઇશ

**સુર**—તો હું પણ તમારી સાથે આવીશ, મારા સાધુ સ્વામીનાં દર્શનથી મારાં નયનો ઠારીશ.

**ધીરસીંહ**—માતા, આફ્તનું વાદળું આપના ઉપર લટકી રહ્યું છે, પાપી દગલબાજ અમરસીંહ તમે કયાં છો તેનીજ તપાસમાં છે. (લક્ષ્મી પ્રત્યે)

લક્ષ્મી હું જાઉં છું ઘોર પાપના કાળા વાદળમાં સત્યના સુર્યને બહાર કાઢવા પ્રચંડ તોફાની વાયુની માફક ધર્મ યુદ્ધમાં જાઉં છું, આપણા માલીકની લાજ તને સોંપું છું. પ્રાણાંતે પણ તેમનું રક્ષણ કરજે.

**લક્ષ્મી**—મારા નાથ, આપની આજ્ઞા આ ભવે તો શું પણ ભવો ભવ પાળવા તૈયાર છું.

**ધીરસીંહ**—માતા પ્રણામ, પ્રિયે પ્રણામ.

**બંને**—ઇશ્વર તમને સુખી રાખો.

**સુર**—ચાલો બહેન લક્ષ્મી, ( જાય છે. )

**લક્ષ્મી**—હા ચાલો. ગયા નાથ ગયા, મને પ્રણામ કરી ગયા, કોણ જાણે શાથી મારા અંતરમાં ભય અને ચિંતા મુકતા ગયા, આજ મારો જીવ શાથી ગભરાય છે; વહાલાએ પ્રણામ કર્યા મને એવું જણાયું કે જાણે એ છેવટનાજ પ્રણામ થયા. તો શું હવે હું મારા નાથના દર્શન નહીં કરી શકું ? મારા નાથ ઉપર આફત આવશે ? ના ના પ્રભુ મારા નાથને આ દાસીની આંખોમાં અમર રાખજે. તેમના ઉપરની આફત મારા ઉપર નાંખજે, તેમના પરનો ક્રોધ મારા પર ઉતારજો.

( નેપથ્યમાં ) ખોલો બારણાં ખોલો.

**લક્ષ્મી**—આ ગડબડાટ શો ?

**દાસી**—બા સાહેબ સાવધાન રહો, દુષ્ટ અમરસીંહ પોતાના સીપાઇઓ લઇ આપણા ઘરમાં આવવા માગે છે.

**લક્ષ્મી**—હા પુરી આફત, લાવ સુરબાળાને સાવધાન કરવાદે. ( અંદર જાય છે. ) ( બહાર આવી કોણ અમરસીંહ તમે વીના હુકમે મારા મકાનમાં આવી શા માટે ધાંધલ મચાવો છો ?

**અમર**--સરકારી હુકમથી.

**શ્યામ**—સમજી ? સરકારી હુકમથી

**અમર**—લક્ષ્મી ! જો તને સુખ અને જીવ વહાલો હોય તો જેના ઉપર દુનીઆના સમર્થ પુરૂષોનો ક્રોધ ઉતર્યો છે તેવાઓ ને છુપાવવાનો પ્રયત્ન ન કરીશ, બોલ સુરબાળા. કયાં છે ?

**લક્ષ્મી**—સુરબાળા કયાં છે મને શી ખબર ?

**અમર**--તું જાણે છે; તેને તેં આશરો આપી તારા મકાનમાં સંતાડી છે જો તેને મારે હવાલે કરીશ તો લક્ષ્મી તને ન્યાલ કરીશ નહીં તો યાદ રાખ પાયમાલ કરીશ.

**લક્ષ્મી**--હું તને જવાબ દેવા તૈયાર નથી.

**શ્યામ**—તારે જવાબ દેવો પડશે.

**લક્ષ્મી**—તે મારી જીભે જોવાનું છે.

**અમર**--તો તારી જીભ ખેંચી કાઢીશ.

**લક્ષ્મી**—તો જાણવા માગે છે તે જાણી શકીશ નહીં.

**અમર**— જો લક્ષ્મી નાહક ઉદ્ધતાઈ જવા દે, સમયને જોઈ વીચારી ખાલી હરનામનો પક્ષ રહેવાદે, નાહક બળીઆની લડાઇમાં તમે કપાઇ જશો.

**લક્ષ્મી**—દગલબાજ અમરસીંહ ભય બતાવ્યે કંઇ વળનાર નથી, તારા આવા નીચ વિચારો કદી ફળનાર નથી.

**અમર**—એમ! લક્ષ્મી તું મને ઓળખે છે? હું કોણ અમરસીંહ ધારૂં તો રંકને રાય કરૂં, અમીરને ફકીર કરૂં, મારી કૃપાની નજર એ સુખની નીશાની છે. હું તારે ત્યાં આવ્યો છું. સમજ કે તારૂં ભાગ્ય ફરી ગયું છે.

**લક્ષ્મી**—મારા કરતાં તારૂં પોતાનુંજ ભાગ્ય ફેરવે તો બસ, મારા ભાગ્યને ફેરવવાની તારામાં શી શક્તિ છે?

**અમર**--હું શક્તિવાન છું, તું જે માગે તે આપવા શક્તિવાન છું.

**લક્ષ્મી**-- લેવી અધર્મે એક પાઈ પણ હરામ છે.
જાણી અધર્મી બુદ્ધી તો તારી હરામ છે.
રે માન ફળ હરામીનું નકી હરામ છે,
વિશ્વાસ ઘતી નીચ તું નીમકહરામ છે.

**અમર**-- કહે છે હઠીલી ઓરતો જાતે હરામ છે.
પણ આ હરામીનો હરામી નર જુવાન છે.

**લક્ષ્મી**-- પરનારીઓની લાજ લેવા તું જુવાન છે.
દુઃખી જનોને દુઃખ દેવા તું જુવાન છે.
દીન લોકના હકને ડુબાવા તું જુવાન છે.
માબાપની ઇજ્જત ગુમાવા તું જુવાન છે.

**અમર**— દુનીઆના એશ આરામ માટે આ જુવાન છે.
હરનીશ નીશામાં મસ્ત રહેવા આ જુવાન છે.

ગુલ બદન જોબન બહાર લેવા આજુવાન છે.
ગુલફામ ગુલનો પ્યાર લેવા આ જુવાન છે.

**લક્ષ્મી**— ગુલ્ફામના ગુલામ તું નીમક હરામ છે.
ગુલ્ફામતો એ સબ્જનો સ્વામી હરનામ છે.

**અમર**—હું ઉ? હરનામ છે ? ઓ ગુમાની મગરૂર મારા શાંત થએલ ક્રોધને તેં વચનના વાયુથી પાછો સતેજ કર્યો છે. યાદ રાખ, તે ક્રોધ તારો પ્રાણ લેશે.

**લક્ષ્મી**—સમજ ભલા ભાઈ સમજ.

જુવાની છે દીવાની ચાર દીનની ચાંદની.
આંબાનો મોર શું ગણે, કેરીમાં માનવી.
માટીજ છે માટી થશે માટીની છે બની,
જુવાની રહી આ જગતમાં કોની સદા બની.

**અમર**—ઓ લક્ષ્મી જેમ જેમ હું ભલો થાઉં છું તેમ તેમ તું વધારે છુટ લે છે ? બોલ કહ્યા મુજબ કરવું છે કે મરણ ને શરણ થવું છે ?

**લક્ષ્મી**— દુનીઆ જેને મરણ કહી જેનાથી ડરતી રહે.
હું તેને માનું નહીં ભલે જગ હા કે ના કહે.
ધર્મ ચુકીને જીવવું એ પણ જાણો મરણ છે.
પ્રાણ લેતો લે ભલે જાવું પ્રભુના શરણ છે.

**અમર**—એમ ! જો ત્યારે.

તોફાની પવનમાં તુજ જીવન દીપક બુઝાઇ જાય છે.
જો મમ ક્રોધનો અગ્નિ તુજ લોહીથી શાંત થાય છે.

**લક્ષ્મી**— શરીરને કાપી ભલે કટકા કર.
ચુંટી કર માંસ દેહનું હાડપીંજર.
પરંતુ નહીં પામે સુરબાળા એ મુર્ખનર.
જીવું છું જ્યાં સુધી હું આ પૃથ્વીપર,

**અમર**—શું નહીંજ માને ? લે ત્યારે ( ગોળી મારે છે )

**લક્ષ્મી**—નાથ નાથ ! માતા સુરબાળા જાઉં છું.

સુર—કોણુ અમર ખૂન કર્યું નિર્દોષ લક્ષ્મીનું લોહી વહેવડાવ્યું ?

અમર—હા તારાજ માટે આ લોહીની નદીઓ વહે છે.

સુર—ઓ પ્રભુ ! પ્રભુ ! ( લક્ષ્મીના શબ ઉપર મુર્છા ખાય છે. )

અમર—હા તારાજ માટે, સ્યામલાલ, ચાલ ઉઠાવ એને.

દાસી—ખૂન, ખૂન. અરે કોઇ દોડો દોડો.

અમર—( દાસીને ગોળીથી મારે ) ચૂપ.

## ટેબ્લો.

## અંક ૧ લો.

### પ્રવેશ ૪ થો.

સ્થળ—જંગલ, પાત્ર, ધીરસીંહ ને રાઘવ.

ધીરસીંહ—મને આવવામાં સહેજ વીલંબ થયો, તેથી હરનામસીંહનો મેળાપ ન થયો, હવે તેમને મારે શોધી કાઢવા પડશે, અને માતા સુરબાળાના સમાચાર જણાવવા પડશે હાલતો આ પાસેના સ્વામીના મઠનોજ આશરો લઉં, કૃપાળુ સ્વામીએ હરનામસીંહને ગુપ્ત રાખવામાં સહાયતા ન આપી હોત તો દુશ્મનોના પંજામાં સપડાઇ વજાનો સંભવ હતો પરંતુ હવે તે આફતનું વાદળ વીંખરાઇ ગયું છે (રાઘવને ગભરાયલો આવતો જોઇ) કેમ રાઘવ તું અહીં કયાંથી ?

રાઘવ—અન્નદાતા શું કહું, કહેતાં જીભ ઉપડતી નથી.

ધીરસીંહ—કહે કહે રાઘવ જલ્દી કહે શું છે ?

રાઘવ—પવિત્ર સતી સુરબાળાના બચાવમાં દેવીશ્રી લક્ષ્મિએ પ્રાણ તજ્યા.

ધીરસીંહ-હા રાઘવ આતું શું કહે છે?

રાઘવ--સત્યજ કહું છું સ્વામી પાપાત્મા અમરસીંહ આપની ગેરહાજરીનો લાભ લઈ એકા એક આપના મંદીરમાં આવ્યો તે દુષ્ટે સુરબાળા ઉપર જુલમ ગુજાર્યો. તેના બચાવમાં ધર્મદેવી લક્ષ્મિએ પ્રાણ તજ્યા પાપી અમરસીંહના હાથથી તેમનો ઘાત થયો.

ધીરસીંહ--અહો લક્ષ્મિ અહો લક્ષ્મિ, ગઇ લક્ષ્મિ તું કયાં ચાલી;
વિરહ અંગાર વરસાવી, અરે આ દેહને બાળી.
વીના તારા નિરાધાર આ, જીવન શી રીત હું ધારૂં;
જીવન આ દેહનું પ્યારૂં, થયું શે-હું થકી ન્યારૂં.
જીવનની અમૃતા વેલી, જતાં જીવન નહીં ધારૂં;
નીહાળું શુન્ય આ સંસાર, ગણું જીવનને ગોઝારૂં.
જીવન લક્ષ્મિ હૃદય લક્ષ્મિ, નયન લક્ષ્મિ અરે મારી;
ભુજાની પ્રાણની લક્ષ્મિ. ગઇ લક્ષ્મિ તું કયાં ચાલી.

રાઘવ-- ગઇ વાતનો દઇ શોક છોડી, વ્હેર લેવા સજ્જ થાઓ;
હોય પાપી જ્યાં છુપાઓ, ગરદન ધરી તેની દબાવો.
એ અમર નિર્મુળ કરવા, વ્હેર લેવા સજ્જ થાઓ;
ક્ષત્રીય કુળ કિર્તિને વરવા, વ્હેર લેવા સજ્જ થાઓ.

ધીરસીંહ--અમર આત્મા અરે તારો, અમર પાપી કરી ન્યારો;
અમર પોતે હશે તો પણ, અમર એછે ન રેનારો.
અમર હોવા શરીરે કે, અમર સુર લોકનો સ્વામી;
કરીને રાક્ષસી કૃત્યો ગણાઓ રાક્ષસી કામી.
જુલમથી ત્રાસથી ભયથી, બીચારી એ દુખી બાળા;
અરે એ લક્ષ્મિને મારી, હરિ તેં દેવી સુરબાળા.
હરીણીને હરી જઇને, હરી વિકાળ તું પાપી;
ગયો હા કયાં છુપાયો કયાં, જનો નિર્દોષ સંતાપી.
હવે નિશ્ચે તને મારૂં, હૃદયમાં આગ સળગે છે;
ભડકતું અંગ આ મારૂં, હૃદયમાં આગ સળગે છે.
શી રીતે પ્રાણ આધારૂં, હૃદયમાં આગ સળગે છે;
મરૂં કે જાનથી મારૂં, હૃદયમાં આગ સળગે છે.

બસ વ્હેર વ્હેર ને વ્હેર. મ.રી તે હૃદય લક્ષ્મિ પવિત્ર લક્ષ્મિનું ખુન કરનાર પાપીનું આકાશ કે પાતાળમાં સ્વર્ગ કે અપવર્ગમાં સુર્ય કે ચદ્રમાં જ્યાં છુપાયો હઇશ ત્યાંથી પણ તને પકડી તારા પાપી હૃદયને ચીરી મારા બળતા હૃદયને શાન્ત કરીશ. બસ વ્હેર, ખુન, લક્ષ્મિના ખુનની પ્રતિશોધ, એજ જીવન ઉદ્દેશ, એજ જીવન સાર્થક. બસ ખુન ખુનને ખુન.

# અંક ૧ લો.

## પ્રવેશ ૫ મો.

સ્થળ—સુબાનો દરબાર.

**પાત્ર**—સુબો, દરબારીઓ, શ્યામલાલ, અમર, વારાંગનાઓ.

**ચોપદાર**—જય ગુર્જર દેશ તણા નૃપતિ, મળી સભ્ય સભા તમને નમતી;

જન હિતકારી વૃત્તિધારી દુઃખ હારી—
નવ ભેદ યવન ને આર્ય પ્રતિ,
નીતિ ન્યાય દયા ધર્મે વર્તિ,
નરવર, નરપર ખુશ રહો હરપળ શુદ્ધ મતિ—

**સુબો**—કેમ અમરસીંહ, હરનામસીંહે પોતાની માતાનું ખુન કર્યું હતું અને સરકાર તરફથી તેને મૃત્યુ દંડની શીક્ષા કરવામાં આવી હતી તેનો તમે અમલ કર્યો કે નહીં ?

**અમર**—હજુરને આજે હું એજ જણાવવા માગું છું.

**સુબો**—શું તેના ખુની દેહનો અંત આવ્યો ?

**અમર**—ના હજુર કેદી છટકી ગયો.

**સુબો**—હેં ! છટકી ગયો કયાંથી ?

**અમર**—જેલમાંથી.

**સુબો**—પહેરેગીરો નહોતા ?

**શ્યામ**—હતા પણ ખુદાવીંદ તે બિચારાઓને પહેલેથી મારી નાંખવામાં આવ્યા હતા.

**અમર**—ખરૂં છે અને અમે જ્યારે ત્યાં ગયા અને જોયું તો કેદખાનામાં કેદીજ નહીં.

**શ્યામ**—અને જીવ વિનાના બે સીપાઇઓના ખોળીયાં ત્યાં પડેલાં.

**સુબો**—ઘણીજ અફસોસની વાત કે ખૂદ સલતનતના પાટનગરમાંથી જ્યારે રાજ્ય કેદીઓને છોડાવી જાય, તો પછી રાજ્યની ગેરવ્યવસ્થા સાચીજ મનાય, જાઓ અમરસીંહ તમે એ કેદીની તપાસ કરો, એમ છટકવો નજ જોઇએ.

**અમર**—ખરૂં છે ગરીબ પરવર. એ છટકવો નજ જોઇએ અને અમે પણ તેનો પત્તો મેળવવા લોહીનાં પાણી કર્યાં અને આખરે પત્તો તો મેળવ્યોજ.

**સુબો**—પત્તો મેળવ્યો, શું પત્તો મેળવ્યો ?

**શ્યામ**—તેને ધીરસીંહ છોડાવી ગયાના પુરાવા મળ્યા છે ગરીબનીવાજ.

**સુબો**—ધીરસીંહ છોડાવી ગયો, તેની તાકાત શી ! રાજ્યની તુરંગમાંથી રાજ કેદીને છોડાવી જવા માટે તેને સખ્ત શીક્ષા કરી દાખલો બેસાડવો જોઇએ, નહિં તો રાજ્યમાં અવ્યવસ્થા અને આળસ આવી જશે, માટે તમે એ ધીરસીંહને પકડી દરબારમા હાજર કરો.

**અમર**—હજુરની આજ્ઞા પહેલાંજ અમને પુરાવા મળ્યા, તેને પકડવા માટે તેને ઘેર ગયા પણ તેતો ત્યાંથી પસાર થઈ ગયો હતો. અને ત્યાંતો ઉલટું પરિણામ આવ્યું અન્નદાતા.

**સુબો**—શું થયું ?

**અમર**—એની સ્ત્રી લક્ષ્મીને તેના ધણીએ કરેલા ગુન્હાના સમાચાર મળતાં તેતો રોઈ પડી ગભરાઇ ગઇ, પોતાના ધણીએ રાજ્યનો ગુન્હો કરવાથી તેનું શું થશે અને સરકાર શું કરશે

તેવા વિચારોથી થરથર ધ્રુજવા લાગી, અમેતો ઘણોએ દીલાસો દીધો, પણ આખરે તે બીચારીએ આપઘાત કીધો.

સુબો—હેં ! આપઘાત કરી મરી ગઇ ?

શ્યામ—એનો કાળ આવી રહ્યો અને થવા કાળ થયું સરકાર.

સુબો—વારૂ હરનામની સ્ત્રી કયાં છે ?

અમર—બીચારી ગાંડી થઇ ગઇ છે, શું કરૂં ? ગરીબ પરવર મારી નાતની જાતની ને વળી હરનામ મારો મિત્ર કહેવાય, તેની સ્ત્રી ભીખારી અવસ્થામાં મારી આંખો આગળ ભટકે, તો ચાર લોકમાં મારે શરમાવું પડે.

શ્યામ—વાહ ! ગરીબ પરવર આપણા સરદાર અમરસીંહ તો સાક્ષાત્ દયાની મૂર્તિ છે, ધર્મનો અવતાર છે, બધા તો દુઃખમાં છુટી જાય, પણ એમનો કાંઇ છુટકારો થાય એમ છે ? બીચારી ગાંડી થઈ જ્યાં ત્યાં ભમતી હતી તે અત્યારે અમરસીંહજીના આશરા તળે સુખી છે.

સુબો—એ તો બહુ સારૂં કર્યું, પણ અમરસીંહ ! ધીરસીંહ તથા હરનામસીંહને તમારે ગમે તેમ કરી પકડી લાવવા જોઇએ.

અમર—હજુર હું તેની તપાસમાંજ છું.

ચોપદાર—નામદાર વિશળગઢથી ખીજરખાંએ સ્વાર સાથે એક પેગામ મોકલ્યો છે.

સુબો—વજીર વાંચોતો કાગળમાં શું લખ્યું છે ?

વજીર—હજુર કાગળમાં લખે છે કે "રાણો વિશળદેવ તેના સેનાધિપતી કેસરીસીંહની શીખવણીથી નામદાર સરકારને ખંડણી આપવા ઇનકાર કરે છે. લડાઇનો મામલો વધુ થવા સંભવ છે, જેથી મદદ માટે લશ્કરની જરૂર છે."

સુબો—તો જલ્દી લશ્કર મોકલી આપો. અમરસીંહ તમો દેશીઓની ઉપર વિજય મેળવવામાં અમારા કરતાં પણ વધારે નિપુણ છો માટે તમેજ તમારૂં લશ્કર લઈ વિશળગઢ ઉપર કુચ કરો અને બળવાખોરોને દાબી સખ્ત [illegible]

અમર—હજુર જેવો હુકમ, હું એ અભીમાની રજપૂતોના નામનું નીકંદન કરીશ.

સુબો—હું જાણું છું કે હિંદુઓને જેટલો પોતાના જાતીભાઇઓને પીડા કરવામાં આનંદ અને હર્ષ થાય છે તેટલો અન્યને પીડવામાં થતો નથી, જાઓ ત્યારે હવે કુચની તૈયારી કરો.

અમર—જેવી આજ્ઞા. (શ્યામલાલને) કેમ શ્યામલાલ, તું સાથે આવીશને ?

શ્યામ—નારે સાહેબ, આપણે તો અહીંજ ઠીક છીએ, લડાઇમાં આમારૂં કામ નહીં.

અમર—નહીં નહીં તે નહીંજ ચાલે, તારે આવવુંજ પડશે.

શ્યામ—પણ સાહેબ મારે ઘેર દીકરીના લગન છે તેનું ?

અમર—રહેવાદે તારી દીકરીના લગન. તું સુરબાળાને છાવણીમાં લઇ જા, હું આવી પહોંચું છું.

શ્યામ—ઠીક સાહેબ, ધણીને સુઝયું તે ઢાંકણીમાં.

વજીર—નામદારના અકળાએલા મનને શાન્ત કરવા તમારો નાચ શરૂ કરો.

(વારાંગનાનો નાચ.)

વારાંગનાઓ— ગાયન.

હેરી આઇએ સાહેલી ગુનગાઇએ રાધાવરકો
જાઇએ જીવનપર વારી, પ્રીય પ્યારી.
કુંવર કનૈયા, બંસી બજૈયા, ધેનું ચરૈયા, લેઉં બલૈયા.
લટક લટક આવત લાલ સોહાવે સંગ ગ્વાલ
રાધાકો પ્રાણ પ્યારો, નટવર શ્રી નંદ દુલારો,
હસત હસત મેરો મનહર લીનો લાલ બાલપે વારી.

# અંક ૧ લો

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ--રસ્તો.

પાત્ર—ભુલકણુશંકર અને કાન્ત, પાછળથી લાલદાસ.

ભુલકણુ—ઠીક થયું આપણો પણ આજનો દીવસ પાકયો. પણ ભાઇબંધ ભુલકણુશંકર કાંઇ કાગળ આપવામાં તો ભુલ નથી થઇ ના ? અરે નારે ના એમ તે ભુલ થતી હશે. અને કદાચ ભુલ થઇ હોય તો શું થઇ ગયું, ભુલ તો બ્રહ્માએ પણ કરી હતી. ઓ હો ! સામેથી કાન્ત ભાઇજ આવે છે ને ? (કાન્ત પ્રવેશ કરે છે) યજમાનદેવ આશીર્વાદ, ઇશ્વર લીલા લ્હેર કરો.

કાન્ત—કેમ મહારાજ ભુલકણુશંકર કયાં જાઓ છો ?

ભુલકણુ—અરે કાન્તભાઇ આપનેજ મળવા આવતો હતો, ત્યાંતો આપજ મળ્યા ને ફેરો ઉગર્યો.

કાન્ત—કેમ મારૂં શું કામ હતું ?

ભુલકણુ-કામ તો ખાનગી છે. આ કમળ બહેને આપના ઉપર કાગળ આપ્યો છે.

કાન્ત—મારા ઉપર ?

ભુલકણુ-હાજી, જુઓને આ કાગળ, આ હલકો એ તમારો.

કાન્ત—બીજો કોનો હતો ?

ભુલકણુ—બીજો ભારે લાલદાસને આપવાનો હતો તે આપ્યો.

કાન્ત—કાગળો કમળે આપ્યા ?

ભુલકણુ-હાજી, અને તે ખાસ ખાનગીમાં આપવા સુચના થઇ હતી. લ્યો યજમાનરાજા સુખી રહો, હવે આ બ્રાહ્મણને કંઇ દક્ષિણા !

કાન્ત—હાં મહારાજ તમારી દક્ષિણા તો પહેલી, માફ કરજો હું વીસરી ગયો.

ભુલકણા-વાહ ! આપ તો કર્ણના અવતાર છો લ્યો બીરાજો. (સ્વ) આજ કોઇ સારા માણસનું મોઢું જોએલું કે ભુલકણા ભટને મન માનતી દક્ષણા મળી. (જાય છે)

કાન્ત—કમળના લગ્નની તૈયારીઓ થવા માંડી છે. અને કમળનો મને પત્ર મળે છે, જરૂર કાંઇ અગત્યના સમાચાર હોવા જોઇએ, લાવ વાંચવાતો દે. (વાંચે છે.)

(આશ્ચર્યથી) હેં ! કમળ, કાગળમાં આ શું લખે છે.

"દૃષ્ટ પાજી અવિધાના ભંડાર"

અવિદ્યાના ભંડાર, એ પણ ઠીક અલંકાર, હાય દૈવ વ્હાલી કમળમાં આ શો ફેરફાર ! "તારા મીઠા મીઠા મધ જેવા વચનો અને આશાઓની લાલચે હું લલચાઉં તેમ નથી, તારા પાપી વિચારો મારી જાણમાં આવ્યા છે, તું એક નિર્દોષ કન્યાને આંખે પાટા બંધાવી ભવ બાળવા તૈયાર થયો છું તારી સાથે હું તો શું પણ મારી બલાએ પરણશે નહીં." લી૦

જેને તું પરણવાની આશા રાખે છે તે.

આ શું ગડબડાધ્યાય ! શું કમળ એક પલકમાં પલટાઇ ગઇ ! કાગળ આપવામાં ભુલકણાશંકરે ભુલતો નથી કરી ? ના ના એમ તો બનેજ નહીં, વળી એ લખે છે કે તારા પાપી વિચારો મારા જાણવામાં આવ્યા છે. તો શું મારા માટે તેને કોઇએ ઉંધુ તો સમજાવ્યું નહીં હોય વળી મારા માબાપ સામે મારે જોવાનું છે તો શું તેના માબાપની ઇચ્છાને તે આધીન થઈ હશે. હરિ હરિ રાંકનું નશીબજ રાંક.

ખેર કમળ મારૂં નશીબ, હરિ હરિ !

લાલદાસ—આ ગોર મને પેલી પોરીનો કાગળ આપી ગયો, જુઓ શેઠીઆઓ હજુ તો તે મારી સાથે પરણી પણ નથી

તેટલામાં તો મને ચપાચપ કાગળ લખવા માંડી. શુ જમાનો આવ્યો છે ! પણ તેણે કાગળમાં શું લખ્યું હશે, નક્કી મારી સુરતપર આશક પડી, મીઠા મીઠા પ્રેમના શબ્દો લખ્યા હશે પણ હવે કાગળ કેની પાસે વંચાવવો, આપણે તો જુના જમાનાના માણસ આ ખપ જોગીજ પાટીપર ધુળ નાખેલી. આવા પ્રેમના કાગળો કયે દિને આપણને કોઇએ લખ્યા હોય !

કાન્ત—હવે આ ભેદનો પત્તો કયાંથી મળે ?

લાલ—જી શેથીઆ આપ ભનેલા છો કે ?

કાન્ત—હાજી હા ભનેલો છું, પણ અત્યારે તો મારા ભણતરમાં આગ લાગી છે.

લાલ—આગ લાગી છે તો દોડો, બંબા પાસે જઇ થોડું પાણી છાંટો એટલે ઠંડક થશે.

કાન્ત—આ પણ કોઈ નંગ જણાય છે, અહીં તો દુઃખમાં પડયા છીએ ને આને મશ્કરી સુઝે છે.

લાલ—જી જરી એક કામ કરશોજી ? આ મારા ચશ્મા ભુલી ગયો છું તો જરા આ કાગળ વાંચી આપશોજી ? પન જી એ ખુદ મારો ખાનગી છે.

કાન્ત—શું ખાનગી કાગળ છે ? (સ્વ) લાવને જોઉં તો ખરો ગંમત છે.

લાલ—હંયોજી આ ગામમાં પહેલ વહેલું ઓળખાણ તમારી સાથેજ થાય છે.

કાન્ત—વારૂ શેઠીઆ લાવો. (વાંચે છે)

"મારા યુવાન પ્રિયતમ"

લાલ—હેં ! હેં ! શું લખે છે ! શું લખે છે ! હું જુવાન પ્રિયતમ ! શું અજી શેથીઆ હું જુવાન જણાઉં છું.

કાન્ત—અજી તો આપને બુઢા કોણ કહી શકે તેમ છે ?

લાલ—વારૂ આગળ વાંચોજી.

કાન્ત—"તમને મળવાને હું તલસી રહી છું, તમારી મોહક મૂર્તિ મારા હૃદયમાં ઠસી ગઇ છે, હું તમને ચાહું છું તે બાબતમાં ઇશ્વર સાક્ષી છે, વહાલા મારે તમને કાંઇ વાત કહેવી છે, મારૂં અંતર તમારા આગળ ખોલવું છે. સંધ્યાકાળ પછી વાડીમાં મને જરૂર મળજો. હું તમારા દર્શનની રાહ જોઇશ." લી૦

તમારા ચરણુની દાસી.

લાલ—વાહજી વાહજી શું કાગળ મજાનો! મીઠા મીઠા સાકર જેવા બોલ, આ ફાંકડા ઉપર તેતો મોહીજ પડેલી છે. વાહ આચાર્યજી મહા પ્રભુજી! તેં તારા દાસનું દુખ ભાંગ્યું, આ કેવી સરસ ભણેલી ગણેલી ચાલાક અને પરણીને તરત ઘર માંડે તેવી બૈરી સહેજમાં મળી ગઇ, વળી તારી કૃપાએ બંદાને જોઇનેજ પીગળી ગઇ.

કાન્ત—(સ્વ) અભાગીઆ કાન્ત, તારા કરતાં તો આ ડાસો કાંઇક ભાગ્યશાળી, એક જુવાન છોકરી એના ઉપર આશક થઇ છે. કાંઇક આંધળીજ હોવી જોઇએ. નહીં તો પૈસાની પૂજારી હોવી જોઇએ.

લાલ—શેઠીઆ, આ મીઠો મજાનો કાગજ વાંચી આપીઓ તેથી હું આપનો ઘણોજ આભાર માનું છું.

કાન્ત—કાંઇ નહીં, એમાં શું પણ શેઠજી ત્યારે તો તમે આહીં વેવીશાળ કરવા આવ્યા હશો ?

લાલ—તો આ ભટ ભણે છે કે ટીપણું ફાડે છે, અજી સેઠીઆ આપના પ્રતાપે મારે ત્યાં ગાડી વાડી વૈભવ લક્ષ્મી સઘળું એ છે, માત્ર બૈરીવિના બધું ઉજડ હતું તે આ તમારી કૃપાએ કહું કે રૂપીઆ વીસ હજાર આપતાં મન પસંદ મળી ગયું, આ મન ગમતું મળ્યું તો રૂપીઆ વીસ હજારની વીસાત શી ?

કાન્ત—રૂપીઆ તો ઘણાએ મળશે, કાંઇ બૈરૂં આવું સારૂં મળે છે ?

લાલ—વાહ જી વાહ ! શું લાયકી બોલો છો ?

કાન્ત—વારૂ શેઠીઆ પણ આપનું સગપણ આહીં કોને ત્યાં થયું છે ?

લાલ—એજી સગપણ સગપણ તો અહીંના દરબારના મુસદ્દી શ્યામલાલ શેઠને ત્યાં આ તેમની કન્યા કમળ છે તેનેજ હું પરણવાનો છું.

કાન્ત—હાય હાય ! આતો મારોજ હરીફ.

લાલ--અને આ તેમનોજ કાગળ પણ જી જરા વાત ખાનગીમાં રાખજોજી.

કાન્ત—કાંઇ નહીં રે (સ્વ) શું કમળ આ બુઢા ધુવડને પરણુવા તૈયાર થાય અને આવા પ્રેમના કાગળો લખે એ માની શકાય ના પણ્ કેમ મનાય ? લક્ષ્મી દેખી મુનીવર ચળે તો કમળ પીગળે તેમાં શું ?

લાલ—વારૂ જી કાગળમાં સંધ્યાકાળ પછી મળવાનું લખ્યું છે કે ?

કાન્ત—હાજી.

લાલ—હાં પન શેઠીઆ કાંઇ સારો ભનેલો ગનેલો ચાલાક ચબરાક નોકર મળશે કે ?

કાન્ત—હા શેઠજી આપને શું કામ છે ?

લાલ—આ કામ તો બીજું તો શું કાંઇ નહીં પન નવી બૈરી આવવાની તે જરા રસીલી રંગીલી ને છબીલી છે એટલે જરા કાગજ પત્ર લખવા માટે ને આ પરચુરણ કામ માટે.

કાન્ત—(સ્વ) લાવ આપણુનેજ ગોઠવાઇ જવા દે ને ભેદ પામવા દે. (પ્ર) તો જી મારી સેવા રજુ કરૂં તો ચાલશે ?

લાલ—તમે નોકરી કરવા ખુશી છો ? તે વાત તો ખાસી સોના જેવી કારણકે તમારો ને મારો જીવ પણ મલી ગયો છે.

કાન્ત—વારૂ જી શેઠ, મારે કામ શું કરવાનું છે ?

લાલ—તમે જાણે શ્યામલાલની વાડી જોઇ છે ના ?

કાન્ત—હાજી બરાબર.

લાલ—ત્યારે તો તમે મારી આગળ જઇ તે પોઇરીને મારી આવવાની ખબર આપો એટલામાં હું બની ઠની તેલ ફુલેલ અત્તર લગાવી આવી પહોંચ્યું છું.

કાન્ત—હાજી એ ઠીક છે. (સ્વ) આપણે પણ આ ઠીક છે. (પ્ર) વારૂ શેઠજી આપ આવી પહોંચો, હું પણ હમણાં ત્યાંજ જાઉં છું.

લાલ—અલા પોરીઆ પણ તારૂં નામ શું.?

કાન્ત—મારૂં નામ કાન્ત.

લાલ—ચાલો આ પણ ઠીક થયું, આ પોરીઓ પણ ઠીક મળી ગયો, જણાય છે હુશીયાર વળી નાતનો જાતનો એટલે વાંધોજ નહીં. વળી પેલી પોરી પણ પરણુતા પહેલાંજ આ ખુબસુરત જુવાન ઉપર આશક પડી ગઇ છે, હવે તો જરા બની ઠની ત્યાં જાઉં અને મીઠાં મીઠાં હેતનાં વચનોએ તેને આંજીજ નાંખુ.

લાલદાસ— ગાયન.

આ મુરતમાં! વાહ સુરતમાં! જાદુ શું મોહી ગઇ બુલબુલ
એ મીઠાં વેણો સાંભળી કીધું મેં દીલડું ડુલ
ખુલી ગયું મારૂ તકદીર આનંદે આહાહા હા હા હા.
ફુલેલ તેલ અત્તર લગાવું પફ પાઉડર,
કલપ લગાવું કાળો, જુવાન બનું રૂપાળો.
લોભાવું લટકે રાધા, થઇ હું કાન કાળો.
છલબલ કલથી પરણી પ્યારી ભપકો મારી,
જાઉં બલીહારી જાઉં લાવું લાડી લટકાળી.

# અંક ૧ લો.

## પ્રવેશ ૫ મો.

સ્થળ--જંગલમાં પહાડનો દેખાવ, ઝુંપડી, સ્વામીની ધુણી.

પાત્ર-હરનામ, ધીરસીંહ, અમરસીંહ, કેશરીસીંહ, તથા લશ્કર.

હરનામ-- ગાયન

ત્યાગી માયા હું તો થઈ બેઠો છું ત્યાગી,
ચોળી અંગે વિભુતિ છું વૈરા...ગી—
ભવ સરવર પર ફરતાં પંખીડાં, સ્વાર્થ જળના રાગી;
જળ સુકાતાં સહુ દૂર થાતાં, સ્નેહથી શુન્ય અભાગી-
પ્રેમ પરીક્ષક મીન બીચારૂં, દે જીવ તન ત્યાગી
અશરણુ શરણુ તું હે જગત્રાતા, તવ ચરણે રઢ લાગી-

પાપી અમરના પંજામાંથી વફાદાર ધીરસીંહના પ્રતાપે છુટી શરીરને તો બચાવ્યું અને સ્વામી સત્યાનંદની કૃપાથી તે શરીર છુપાઈ હયાત રહ્યું, હા પણ ગત થએલા જીવનમાં કરેલાં કૃત્યો હજુ મને યાદ આવે છે, હવે તો તે પાપનું પ્રાયશ્ચિત કરવા શેષ જીવન સ્વામીની આજ્ઞાથી પ્રભુભક્તિ માંજ ગાળવું એજ સંકલ્પ.

ધરી આજે હૃદય કંથા, શરીરે ખાક છે સારી;
કરૂ છું શ્રાધ માતાનું, જીગરને શોકથી બાળી.
રોતી કકલતી નારને કંગાલ કીધી રખડતી,
મહેલાતમાં વસનારને, કીધી ઘરેઘર બટકતી.
ગતિ થાતી પ્રિયાની શી સંભાળજ્યો હે જગપતિ,
મેં આશરે તારે મૂકી હું તો થયો જોગીજતી.

સંધ્યા સમય થયો છે, માટે ચાલ નિત્ય કર્મમાં પ્રવૃત્ત થાઉં.

ધીરસીંહ-

હા ગઇ ગઇ ગુણવંતી લક્ષ્મિ, ગૃહલક્ષ્મિ મુજ સોભાગ્યની લક્ષ્મિ;
અહીં નથી તહીં નથી કહીં નથી અંતર આરાધ્ય તું મહાલક્ષ્મિ.

અમર--લશ્કરથી છુટો પડી હરનામની શોધમાં આવ્યો પણ તેનો પત્તો ન લાગ્યો. સુરબાળાને તો છાવણીમાં મોકલાવી હા!

તે પ્રાયામાટે દુરાગ્રહી લક્ષ્મિ મારા હથીઆરની શીકાર થઇ તે તેના જાનથી ગઈ.

ધીરસીંહ–કોણુ અમર, અમર નામધારી પાપી અસુર, નરમાંસ બક્ષક રાક્ષસ, હાતું મારી તે નિર્દોષ પવિત્ર અને દયાળુ લક્ષ્મિદેવીનો પ્રાણ લેનાર કે ! નીચ નરદૈત્ય નરકાસુર તું પોતેજ નર્કનો ઉમેદવાર કે ?

અમર––કોણુ ધીરસીંહ? નિર્માલ્ય નપુંસક બાયલા. કાયર પુરૂષની માફક પોતાની સ્ત્રીના શોકમાં રડતો, ક્ષત્રી છતાં વ્યંઢળ પણું પ્રસિદ્ધ કરતો દીનહીન મલીન દુરાત્મા ધીરસીંહ તું પોતેજ કે ?

ધીરસીંહ–હા હું પોતેજ મારી તે પવિત્ર સતીનું વેર લેવાને ઇશ્વરે અચાનક તારી સાથે આણી મેળવ્યો છે દુષ્ટાત્મા બલી અને દયાળુ સતીને સતાવી અબળા ઉપર હથીઆર ચલાવી ક્ષત્રીય કુળને કલંક લગાડનાર ક્ષત્રીયરૂપે રાક્ષસ, વ્યંઢળ કોણુ, તે તારા કૃતવ્યથીજ સિદ્ધ થાય છે ચોર બીજાને ચોર કહેવા જાય છે ખુની નિર્દોષને ખુની કહેવા સજ્જ થાય છે.

અમર––હા હું ખુની છું, તારી સ્ત્રીનું ખુન કરી હવે તારૂં ખુન કરવાની કોશીશમાં છું, ચાલ તૈયાર થા ?

ધીરસીંહ–ચાલ તૈયાર છું.

(સીપાઇ સાથે લડતાં બાજુમાં રહી અમરસીંહ દગાથી ગોળીથી મારે છે) દગો હા–દુષ્ટે દગાથી માર્યો. હા લક્ષ્મિ રામ–હરનામ·રામ (૩).

હરનામ–(પ્રવેશ) અરે આ અવાજ શાનો હરનામ શું (ધીરસીંહના શબ સાથે અથડાય છે) અરે આતો ધીરસીંહ હેં ! કોણે માર્યો ?

અમર—કોણુ હરનામ, ઓળખ્યો ઓળખ્યો સાધુ તને પુરેપુરો ઓળખ્યો.

હરનામ–ઘાતકી દગલબાજ અમર ઓહ ! શું હજુ તારા પાપી આત્માનો પડછાયો જગતમાં અશાન્તિ કરી રહ્યો છે, અરે

ઓ હતભાગી શું સતીઆઓને સતાવવામાં તું સાર્થક સમજે છે, નીરાધારને પીડા કરવામાં પરાક્રમ સમજે છે, વિશ્વાસે રહેનાર રાંકડાઓને રીબાવવામાં આનંદ માને છે જો તારા પાપનો ઘડો ભરાઇ ચુકયો છે નકી તારો નાશજ થશે.

**અમર**—મારો નાશ થવા પહેલાં તું પણ જો. સીપાઇઓ પકડો આ સાધુનો વેશ કરનાર હરનામને.

**હરનામ**-ખબરદાર એક પગલું પણ આગળ ન વધતા સીપાઇઓને હુકમ કરતાં શરમા અરે નીચ હરામી કુતરા કાયર શું બને છે, આજે હું કેદીની માફક જંજીરોમાં જકડાયેલો નથી, આજ હું સ્વતંત્ર છું બંધન રહીત મુક્ત છું ચાલ સમશેર લે. તૈયાર.

**અમર**--સાવધાન (લડે છે)

( સીપાઇઓ તથા અમરના સામટા હલ્લાથી હરનામ સપડાય છે. ને કેશરીસીંહ અચાનક આવી હરનામને બચાવે છે.)

પડદો.

# અંક ૨ જો.

## પ્રવેશ. ૧ લો.

સ્થળ—કેશરીસીંહનો બગીચો. પાત્ર મરીચી, કેશરીસીંહ
કરનામ, સાહેલીઓ.

મરિચી તથા સાહેલીઓ—

ગરબો.

સ્નેહ સ્વર્ગે રે સ્નેહ સ્વર્ગે—મા'લે પ્રેમી જોડાં હાથ સાથ
હાથ ધરીને—સ્નેહ.
નિત્ય ફરતાં, હર્ષ ધરતાં, શાંતિ ભરતાં, સ્તોત્ર ભણતાં
ચંદ્ર ઉદીત થાય (૨) રવી સમાય; ક્ષિતિજ માંય
મંદ પવન વાય (૨) સિંધુ લહરી ખલભળાય પંખી સ્થાન
વિચરતાં—

પ્રેમી પ્રભુના રાજ્યમાં, સઘળે પ્રેમાનંદ
પ્રેમી જન રતિ રસ ભીના, માણે પરમાનંદ
પ્રેમી પંથ ઈષ્ટ સ્વર્ગ સુખ આપે, હૃદય શાન્તિસ્થાપે
કષ્ટ કાપે સખી—

પાપ પુંજ બાળે, સંતાપ તાપ ટાળે.
વિજ્ઞાન જ્ઞાન આલે, પદવી અમરને.—

મરીચી—સખી, આ વસંતની કેવી બહાર છે ?

૧ સખી—આ વલ્લીકા પણ કેવી સુકુમાર છે ?

મરીચી—સખી, આ અશોક આ કદંબ.

૨ સખી—ને આ વલ્લીકા માલતી.

મરીચી—આ આંબાની ડાલપર કોકીલા આલાપતી.

૩ સખી—આ મોરનો મધુર સ્વર.

મરીચી—ને આ ભ્રમરનો ગુંજારવ.

૧ સખી—જો જો સખી આ ભ્રમર આંબાની નવીન માંજરે
કેવા પ્રેમથી ઝુમે છે !

૪ સખી—સખી એતો નવવધુ નવયોવનાને એનો ભરથાર પ્રેમથી ચુમે છે.

મરીચી—અને જો આ કોકીલા આંબાની ડાળપર કેવા મધુર કંઠથી ગાય છે.

૧ સખી—સખી એ સાંભળીને તો આ વસંત સમયમાં વિરહી જનના હૃદય વીંધાય છે.

મરીચી—અલી આ અનાથ વેલી અશોકને આલીંગી કેવી સનાથ થઇ છે.

૨ સખી—વનિતા વેલી વલ્લભને ભેટી જેવી સનાથ થાય તેવી.

મરીચી—અહેન વસંતના પ્રસંગમાં આ વલ્લીકા પણ નવ મલ્લિકા જેવી શોભે છે હોં.

૩ સખી—બહેન ઉતાવળાં શાને થાઓ છો, તમે પણ તેવીજ રીતે શોભશો.

૪ સખી—હા પ્રિતમ તરૂવર કંઠે વેલીની માફક વીંટાશો.

મરીચી—સખીઓ, મશ્કરી શી કરો છો ? હું તો આ અમૃત વેલીની શોભાને કહું છું.

૧ સખી—આહા સખી, શું બહેનનું મુગ્ધ સ્વરૂપ છે. શું લાવણ્ય રૂપ છે.

૨ સખી—સખી, આ અમૃત વેલીને તે વારૂ શી ઉપમા દેવી.

૩ સખી—અમૃતભર્યું આ અધરમાં વચને રહ્યું અમૃત ઝરી
અમૃત ધર્યું સ્તન અંતરે વળી દ્રષ્ટિ પણ અમૃતભરી
આલીંગશે જે ભુજભરી આ અનુપ અમૃતવેલડી,
તે માનવી વર અમરને પછી મરણ ચિંતા શી પડી

૨ સખી—અહા.

જો આ રસીલા અધરથી, વહેતી વિચારી સરસ્વતી
આ કર્ણના મણી કુંડળે. મણી કર્ણીકા ગંગાસતી.
શીર વેણી યમુના તુલ્ય બાળા તીર્થ ત્રીવેણીસમી
સ્નાને ટળે સૌ તાપ આ, ગંગા યમુના સરસ્વતી.

૩ સખી—અરે વાહરે વાહ !

> પલમાં ભ્રમર ધનુષ્ય કરી, નિજદૃષ્ટિ શર સંધાનને
> વીંધી હૃદય સંહારતી, વીરહી જનોના પ્રાણને
> પલમાં લલિતા લાજથી, દૃષ્ટિરહી નીચા ધરી
> જાણે લજામણી વેલિકા. પર પુરૂષ સ્પર્શે લાજતી.

૪ સખી—હા લાજતી.

> પલમાં રીસાની રતિવ્રતિ પતિ સ્પર્શ કરતાં અંગને.
> પલમાં ચહે પ્રિયતમ સમાગમ, હૃદય ધરી આનંદને
> ચેષ્ટા કરે વિધ વિધ ચતુરા, ચારૂ ચંચળ લોચના
> નવયૌવના પુલકીતમના, ચંદ્રાનના દુઃખ મોચના

૨ સખી—અરે ના ના.

મરીચી—બહેનો, હવે જવા દો એ હસવાની વાત.

૧ સખી—વારૂ ત્યારે જવા દો.

૩ સખી—સખી આ વસંતની શોભા વધારવા મનહર પવન કેવો સુખકર વાય છે ?

૪ સખી—હા તેથીજ આ ફુલવાડીની પણ અજબ બહાર દેખાય છે.

મરિચી-સાહેલીઓ— ગાયન.

આ યૌવન ફુલવાડી, ખીલી જો ડાલી ડાલી
કેવી નવ નવ રંગની બહાર છે,
મદન વસંત વેલી અંગમાં,
રાગ રંગે રંગીલી રમે રંગમાં,
શોભા સુંદર મન મોહક અપાર છે—
કળી કોમળ આ શે કરમાવો, શરમાવો કાંઈ શરમાવોરે
વેલી વિકળ કરી ના ગભરાઓ. દુર થાઓ હસીના હસાવોરે
સુંદર મનહર વાહરે વાહ ! નવ શરમા, નવ ગભરા
ભોગી આલી બાળા રીઝાવશે—

કેશરી—કેમ બેટા મરિચી !

મરીચી—પધારો પિતાજી.

કેશરી—બેટા મરિચી, આજ તારી વર્ષગાંઠનો શુભ દિવસ છે, બેટા ઇશ્વર તને દીર્ઘાયુ કરો એ મારો તને આશીર્વાદ છે.

મરીચી—આપ વડીલને આશીર્વાદ સફળ થાઓ, બાપુ આ આપની સાથે કોણુ છે ?

કેશરી—એ મહાત્મા છે, સંન્યાસી છે, સનાતન ધર્મના સ્તંભ છે. તરૂણુ વયે પરોપકારનો તેમનો આરંભ છે.

મરીચી—મહાનુભાવ, ચરણુમાં નમું છું.

હરનામ—શતાયુર્ભવ:

કેશરી—મહાનુભાવ ! આજ મારી કન્યાના વર્ષગાંઠનો આનંદનો દિવસ છે, સાથે આપ જેવા સાધુ મહાત્માના સત્સંગનો લાભ મળવાનો પણુ આનંદ છે, એથી અધિક આ સંસારમાં મનુષ્યને શું જોઇએ ? આ પ્રસંગના સ્મરણુ માટે મેં એક કવીતા લખી રાખી છે બેટા વાંચ જોઇએ.

મરીચી— "રંભાતુલ્ય રતિ પ્રવિણુ રમણી શ્રૃંગાર શિરોમણી,
સંપત્તિ ગૃહ રાજ્યલક્ષ્મી મનને આનંદદાતા ઘણી;
આજ્ઞાંકિત સુસેવકો સુખદ ને સ્નેહી જનો શાંતિદા,

કેશરી—કેમ બેટા મરિચી ! કવિતા બરાબર છે ?

મરીચી—હા, બરાબર છે પણુ ચોથી લીટી ?

કેશરી—હા, હવે ચોથી લીટી તો લખવીજ જોઇએ, પણુ શું લખું, મને કાંઇ યાદ નથી આવતું.

હરનામ—ઇચ્છા હોય તો એનું ચોથું ચરણુ લખી કાવ્ય સંપૂર્ણ કરૂં.

કેશરી—એથી અધિક શો આનંદ ! આપના અક્ષરો તે સાધારણુ નથી પણુ જ્ઞાનની સાકાર મૂર્તિરૂપ સુવર્ણના અક્ષરો છે.

હરનામ—"તારૂં તે નથી લેશ માત્ર જીવ રે આ બંધ નેત્રો થતાં."

કેશરી—બેટા વાંચ જોઉં.

**મરીચી—** "રંભાતુલ્ય રતિ પ્રવિણ રમણી શ્રૃંગાર શિરોમણી,
સંપત્તિ ગૃહ રાજ્યલક્ષ્મી મનને આનંદદાતા ઘણી;
આજ્ઞાંકિત સુસેવકો સુખદ ને સ્નેહી જનો શાંતિદા,
"તારૂં તે નથી લેશ માત્ર જીવ રે આ બંધ નેત્રો થતાં"

**કેશરી—**હવે આનો અર્થ શો મહારાજ? કૃપા કરી સમજાવશો?

**મરીચી—**હાં જરા સમજાવશો?

**હરનામ—** ધન દાટયું ધરણી રહે, ધર્યાં રહે ઘરબાર,
રોતી રહે ઘરબારમાં, કુળવંતી નિજનાર;
ઇષ્ટ સંબંધી આવશે, સ્મશાન સુધી સાથ,
દેહ ચિતા બળતાં લગી, કરે જીવ સંગાથ;
જવું એકલું જીવને, પુન્ય પાપ લઇ સાથ,
પરમ પ્રભુના રાજ્યમાં, લેવા હક ઇન્સાફ.

**કેશરી—**સત્ય છે, પંડિત મહારાજ! મારા ઘણા દિવસના સંશય આજે ટળ્યો, મને સદ્ ઉપદેશ મળ્યો, આપ હવે અમારી સાથે રહો, નિરંતર આ રીતે અમને સત શાસ્ત્રનો બોધ કરતા રહો.

**હરનામ-**હા તથાપિ ત્યાગીને વસ્તીમાં રહેવું ઉચિત નથી, સંસાર છોડી સંસારનું ચિત્ર જોવું એ યોગીની રીત નથી.

**કેશરી—**તો આપને એકાંત આશ્રમ આપીશું, એકાંતમાં રહેશો, આપની ઇચ્છાપૂર્વક અમને દર્શનનો લાભ દેશો.

**હરનામ-**મારા વ્યર્થ અહીં રહેવાથી તમને શું લાભ!

**કેશરી—**પ્રભુ આપનો એક પળભરનો સત્ સંગ અમારી જીંદગી સુધારશે, આપના તરફથી અમને ઘણું મળ્યું અને ઘણું મળશે, આ મારી કન્યા મરિચીને સંસ્કૃત ભાષા શીખાવી સંસ્કારી કરો, ધર્મજ્ઞાનથી તેને અલંકારી કરો

**હરનામ-**વારૂ ઇશ્વર ઇચ્છા તેમ હશે તો તેમ થશે.

**કેશરી—**કેમ બેટા મરીચી!

**મરીચી-**સંતોષ છે પિતાજી.

કેશરી—સ્વામિને સેવાથી સંતોષજે, તેમના તરફથી ધર્મશિક્ષણ મેળવી તે તારા હૃદયમાં પોષજે.

મરીચી-અસ્તુ પિતાજી.

કેશરી—મહાશય પધારો, આપને માટે એકાંત મહેલમાં ગોઠવણ કરી છે તે જોઇ પ્રસન્ન કરો.

સંન્યાસી-ભલે પધારો. (બંને જાય છે.)

મરીચી—અહા ! પંડિત ! સ્વામિ ! સન્યાસી ! શું વિદ્વતા ! શું સ્વરૂપ ! દર્શન થતાંજ મારૂં મન તો દ્રવિત થઇ ગયું, પિતાજીએ સંસ્કૃત શીખાવી સંસ્કારી કરવા આજ્ઞા કરી ઠીકજ થયું, ઇશ્વિર આશા પુરી પાડશે, સંસ્કૃતશિક્ષક થયા છે તો સંસારશિક્ષક પણ થશે હવે કયાં જશે. પણ હા અત્યારે તો મારૂં હૃદય હરી ગયા છે.

ગાયન.

છબી સુંદર મનહારી ગઇ મારૂં મનહારી,
અલબેલા ચતુર સુજાણ. પુરા પંડિત પ્રેમી શ્રીમાન્,
વાણી રસીલી બહુ પ્રેમે ભરેલી, દૃષ્ટિ અમીની દેખાય,
મન લલચાય મળું જઇ કયાંય--
કરી બાળા બિચારી, મંત્ર મોહન લગાવી,
ભાન ભુલી થઇ ઘેલી, કયાં જોતી ફરૂં,
મન ગયું મારૂં પ્રિયતમમાં--

# અંક ૨ જો.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—શ્યામલાલની વાડી

**પાત્ર—લીલી, કમળ, કાન્ત, લાલદાસ.**

(કમળ પોતાની દાસી લીલીને પોતાનાં કપડાં પહેરાવી કાન્તને મળી યુક્તિથી પોતાના બદલે લીલીને લાલદાસ સાથે પરણાવાના ઇરાદે લીલીની મશ્કરી કરતી આવે છે.)

**લીલી**—પણ કમળ બ્હેન આવો ભારે પોષાક મને શું કરવા પહેરાવ્યો છે? ના બા ના. (પોષાક કાઢી નાખવા માંડે છે.)

**કમળ**—રહેવા દે રહેવા દે લીલી એ પોષાક હવેથી તારોજ છે.

**લીલી**—બેન અમારા રાંકની મશ્કરી શું કરવા કરો છો ?

**કમળ**—લે તારા સોગન આ પોષાક હું તને આજથી બક્ષીસ કરૂં છું, વારૂ પણ લીલી તને આવાં કપડાં પહેરવાં ગમે કે ?

**લીલી**—ઓય બા ! કોને ના ગમે ! આ રૂપાળી જરીઅન સાડી. આ કાપબંધ પોકલું.

**કમળ**—અરે પોલકું.

**લીલી**—હાં પોલકું. આ ગળામાં હાર અને આ હાથે બજ્યું અમને તે નામે કયાંથી આવડે ?

**કમળ**—હાથે બાજુબંધ, અલી લીલી, તું હવે લાગે છે તો જાણે મોહિનીસ્વરૂપ, તને અત્યારે કોઇ જુએ તો જરૂર તારા ઉપર મોહીજ પડે.

**લીલી**—બજ્યું બેન એમ મશ્કરી શું કરો છો ?

**કમળ**—ના ના અલી લીલી એમા હવે શરમાઈ શેને મરે છે, વારૂ બા લીલી તને પરણુવાનું નથી ગમતું !

**લીલી**—બેન પણ તેવું ઠેકાણું કયાં છે ?

કમળ—હું બતાવું, જો લીલી, તું જાણે છે કે મારાં લગ્ન પેલા લાલદાસ સુરતી સાથે કરવા મારી ઇચ્છા નથી, એ છે તો પૈસાદાર પણ મારે મન તો રંક કાન્ત છે લક્ષ્મીના ભંડાર અને લીલી જો તું મારૂં માને તો તારૂં ને મારૂં બનેનું કામ થાય.

લીલી—તમારૂં કામ થતું હોય તો જે કહેશો તે કરવા તૈયાર છું.

કમળ—તો અમે યુક્તિથી મારે બદલે એ સુરતીની સાથે તને પરણાવીશું. જો આવું ઠેકાણું મલશે નહીં -ને તું ઠેકાણે પડી જઇશ.

લીલી—એ તો ઠીક પણ તમારા બદલે એ મને કેમ માનશે ?

કમળ—એ મને પુરો ક્યાં ઓળખે છે એતો ચશ્મે ધબ છે.

લીલી—પણ વાત પકડી જાય તો ?

કમળ—તો તને ઉની આંચ પણ ન આવે બોલ કબુલ. ?

લીલી—હા કબુલ, એ તો મેં જોઇને તમાચો.

કમળ—વારૂ ત્યારે અત્યારથી જાણે તુંજ કમળ અને હું લીલી.

લીલી—આ હું કમળ અને તમે લીલી.

કમળ—અરે તું તારે મને હુંકારે ટુંકારે બોલાવજેને નહીં તો બાજી બગડી જશે.

લીલી—વારૂ.

કમળ—અલી લીલી લાલદાસ સુરતીને પરણી પછી તો તું શેઠાણી બનીશ; પણ તને મોટા લોકની માફક રહેતાં આવડશે કે ?

લીલી—એમાં શું ? ભપકામાંજ બધાને આંજી નાંખવાની, હજાર સવાલનો એક ઉત્તર ને તે પણ ટુંકો ને ટચ હા કે ના. એ પીટયા સુરતીને તો આંધળો ભીત કરી હાથમાં રમાડીશ હાથમાં.

લીલી— ગાયન.

પીટયા હૈયાફુટાને, હું હાથમાં રમાડું,
એ ઘરડા ઘુવડને હું નખરે નચાડું

એ કહું કરો સલામ, કે'શે આપનો ગુલામ,
તો તો લીલી મારૂં નામ.
પીવાડું પાંદડે પાણી, ફરૂં હું થઇને શેઠાણી
કહું પ્યારા છો મારા, તમારી હું દારા, હસીને હસાડું
પહેરીને ફુલ ડ્રેસ, ફરૂં હું ફેસનમાં,
ન ચાલું જમીનપર, ઉડું બલુનમાં
હાથોમાં, બાથોમાં, વ્હાલાની રહીને પ્રિતીરસ
પીવાડું-પીટયા

કાન્ત--હા, અફસોસ કેટલો કરૂં અફસોસ કે જો હોત કોઇ કવી તો કરત મોટા કાવ. (બંનેને જોઇ) અરે આતો કમળ ને લીલી; વાયદાસર પેલા લાલદાસને મળવા આવ્યાં જણાય છે, અહા ! કમળ, કમળ, તારી આ બેવફાઇ બેપરવાઇ શું કરૂં ! (લીલી ને કમળ સમજી) કમળ, કમળ, તું મને મળવા નહીં માગતી હોય પણ હું તને મળવા માગું છું અને તે માટે તું મને ક્ષમા કરજે, મારે માત્ર તને થોડુંકજ કહેવાનું છે ( કોઇ બોલતું નથી ) કેમ કમળ, ત્યારે શું મારી સાથે બોલીશ પણ નહીં ! ખેર, કમળ પ્રણામ.

કમળ—આ તો રામ રામ કરી ચાલવા માંડયું, રજનું ગજ થશે કે શું ? (પકડી) અરે પણ આમ જતા કયાં રહો છો ?

કાન્ત—(લીલી સમજી) અરે લીલી છોડ, બસ મને જવા દે.

કમળ—અરે આમ મુખ મરડી શું ઉભા રહો છો ? જરા સામું તો જુઓ.

કાન્ત—કોણ કમળ અને પેલી લીલી છે ?

કમળ—હા તેમજ છે.

કાન્ત—તો શું કમળ, આવી મશ્કરી કરી દાઝયા ઉપર લુણ લગાડે છે.

કમળ--બાય મા ! વળી આજ વાતવાતમાં છેડાઇ શાના જાઓ છો ! હું હતી છતાં તમે લીલીને કમળ સમજ્યા તેમાં હું શું કરૂં !

કાન્ત—તો શું આટલું કરી ન ધરાઇ ! કે પાછી લીલીને કમળ બનાવી ?

લીલી—કાન્તભાઈ તમને આજ થયું છે શું કે છીકતાં છીંડું પડે છે, તો પછી આખી જીંદગી સુધી અમારાં કમળ બહેનને કેમ નીભાવશો ?

કાન્ત—તારી બહેનેજ ન નીભાવવાનીજ પહેલ કરી છે.

કમળ—મેં કરી છે, હાય હાય ! આવું જુઠું શું બોલો છો ?

કાન્ત—શું હું જુઠું બોલું છું ? લે જો આ કાગળ (ફેંકે છે).

કમળ—(વાંચે છે.)

કાન્ત—કેમ આ કાગળ તેંજ લખ્યો છે ?

કમળ—હા કાગળ તો મેંજ લખ્યો છે.

કાન્ત—બસ ત્યારે તુંજ મારી સાથેનો સંબંધ તોડી નાંખે છે તો ખેર મારૂં નશીબ.

કમળ—પણ આ કાગળ તમારી પાસે કયાંથી આવ્યો ?

કાન્ત—મને ભુલકણાશંકરે આપ્યો.

કમળ—બરોબર.

કાન્ત--શું બરોબર ?

કમળ—એ પીટયા ભુલકણાએ નામ પ્રમાણે ભુલ કરી હશે, આ મેં બે કાગલ લખ્યા હતા તેમાં એક લાલદાસ સટોરીઆના નામનો અને બીજો તમારા નામનો તે તમારો કાગળ લાલદાસને આપ્યો.

લીલી—અને સુરતીનો કાગળ તમને આપ્યો.

કાન્ત—હા એમજ થવું જોઇએ, મને પણ એમજ લાગ્યું હતું, પણ કમળ આ ભુલકણાશંકરની ભુલે તો એક બીજો પણ મોટો ગોટાળો કર્યો છે.

કમળ—શો ?

કાન્ત—આ મારા નામનો કાગળ લાલદાસને આપ્યો છે અને તે તો બની ઠનીને અહીં આવવા નીકળ્યો છે.

કમળ—અહીં શું કરવા !

લીલી—એનું કપાળ ફોડવા.

કાન્ત—તારી સાથે પ્રીતિ જોડવા.

કમળ—તમે શાથી જાણ્યું !

કાન્ત—મને એ રસ્તામાં મળ્યો અને બાઇ કહાં સુધી ભણેલ ને તારો કાગળ મારીજ પાસે વંચાવ્યો અને પાછો સેવક તેની નોકરીમાં પણ રહયો છે.

કમળ—તમે તેની નોકરીમાં રહ્યા છો ?

કાન્ત—હા તે એમ સમજીને કે તારો અને મુકૂનો સંસાર તો ખચિત જોવોજ.

કમળ—બળ્યો એ સંસાર, આગ લાગી એ સંસારમાં.

કાન્ત—ત્યારે હવે એનો શો ઇલાજ ?

કમળ—ઇલાજ ગોઠવી રાખ્યો છે, મારે બદલે આ લીલીને પરણાવી દેવા, બીચારી લીલી પણ ઠેકાણે પડશે.

કાન્ત—હા એ ઠીક છે વળી હું મુકૂનો નોકર છું.

કમળ—તો હું લીલીની દાસી બની છું.

કાન્ત—પણ લીલીને બધું ભણાવી રાખી છે ?

લીલી—અરે મને તો કાંઇ નહી ભણાવવું પડે, તમે જરા ઉભા રહી જો જો તો ખરા તે મારો પીટયો ખરી કે ખોટી કમળ પારખીજ શકેજ નહિ ને.

કાન્ત—વાહ શાબાશ ! પણ લ્યો સામેથી મારા શેઠ સુરતી લાલજી પધારે છે ચાલો ગોઠવાઇ જઇએ (લાલદાસ પધારે છે. ) એ પધારો શેઠ સાહેબ પધારો.

લાલ—કેમ પેલી પોઇરી આવી છે કે ?

કાન્ત—હાજી શેઠ સાહેબ આપનીજ રાહ જોઇ બેઠી છે.

લાલ—એમ કે ? હું આવું છું તે જાણે છે કે ! જાણીને તે ખુહી ખુહી થઇ ગએલી ? કેમ મને કેમ બોલાવ્યો હતો જી.

લીલી—હાં (સ્વ) અરે એ તો એ આવ્યા.

લાલ—(સ્વ) શું નખરો ! શું હરખ ! મને જોઇને તો ખુહી ખુહી ખુહી થઈ ગઇ છે. પણ હજુ નવી સવી મહોબત છે તેથી

જરા શરમાય છે પણ ફીકર નહીં ધીરે ધીરે હળી જશે (પ્ર) આમ શરમાઓ છો શું કરવા? કાગજ તો લાંબુ લાંબુ અને મીઠું મીઠું લખેલું હતું તો પછી આ મોઢું બંધ કરો છો તો પરણીને શું કરવાના?

કાન્ત--આ તમારા નામની પોક મુકવાના.

લીલી—મેં આપને પત્ર લખ્યો તેથી આપને મારે માટે ખરાબ વિચાર તો નથી આવ્યો ને?

લાલ—અરે નહિ રેજી નહિ રેજી, બીલકુલ નહીં, બીલકુલ નહીં અ તમારો કાગજ મલીઓ અને આપના હુકમ મુજબ હાજર થયો છું. બોલોજી ફરમાવોજી.

કાન્ત—હાંજી.

લીલી--આપને જ્યારથી જોયા હતા ત્યારથી મને તો તમારી મોહિની લાગી હતી અને રાત દીવસ તમારાંજ સ્વપ્નાં આવતાં હતાં જ્યારે સહન ન થયું ત્યારે મેં આપને કાગળ લખ્યો.

લાલ—અરે કાંઇ નહીં રેજી તમો મારા ઉપર મોહી પડયા છો તે વ્યાજબી છે આ હું તમને મારા સગા બાપના સોગન ખાઇને કહું છું કે હું તમારા ઉપર આફરીન છું દીલોજાનથી ફીદા ફીદા છું.

કાન્ત--વાહરે બુઢા બંદરજી હદ કરી.

લીલી—વારૂ ત્યારે તમે મને ચહાઓ છો?

લાલ—ચહાઓ છો શું? તમે તો મારા કાળજાની કોર છો, આંખનું તેજ છો, ચતુર સુજાણ છો, આમલીની ગોટલી ને મહુડાનો મહોર છો.

લીલી—પણ નહીં રે વહાલા, તમને મારે કાંઇ ખબર આપવાની છે

લાલ—વહાલા વહાલા કહી દો જી, કહી દો જી.

લીલી—જાણે પ્રથમ તો મારાં લગ્ન તમારી સાથે થવાનાં હતાં તે મેં ના પાડી હતી પણ તમને જોયા એટલે હું તો તમને પરણવાનો નિશ્ચય કરી બેઠી, મારા બાપનો વિચાર તમારી

પાસેથી રૂપીઆ લઇ મારે બદલે તમારી સાથે મારી દાસીને પરણાવવાનો હતો.

લાલ—શું મને ઠગવા આવ્યો છે. આ શું મારી આંખો ફૂટી ગઇ હતી કે હું આ ચાકરડીથી પરનું.

લીલી—અરે મારા બાપને તમે હજી નથી ઓળખતા એ રાજ ખટપટી માણુસ આખા ગામને ઉંધા પાટા બંધાવે અને જે તે તમારી આગળ દાસીને કમળ કરી બેસાડે અને હું ખરી કમળ તેને અંધારામાં રાખે.

લાલ--હાં હાં સમજી ગયો. તમારો બાપ આ સુરતીને ઠગવા માગે છે અને મારી સાથે ચાકરડીને પરણાવવા માગે છે પણ ઠીક થયું કે મને તમે સળગાવી ચેતાવી દીધો હવે હું બરાબર તમને ધ્યાનમાં રાખીશ આ મેં પણ ગામ ગામના પાણી પીધેલાં છે હોજી.

કાન્ત--કેમ નહીં.

લીલી--વળી મારો બાપ રાજ્યમાં લડાઇ ગનગવાથી ત્યાં ગયા છે અને આપણા લગનમાં વિઘ્ન નાખવા માગે છે. હું તો શોકમાં રડા પડી.

લાલ--ગાંડાં થઇ ગયાં હોશોજી, આ સુકાઇ પાતળાં થઇ ગયા છો આ તેને લીધેજ આ મોઢું આ હાથ વિગેરે ફેરફાર હું પણ જોઉ છું કને!

લીલી--પણ એ તમને મારી સાથે પરણાવવા ખુશી નથી.

લાલ—હેં તો શું કરીશુ ?

લીલી—આ જાણે મારી વિશ્વાસુ દાસી છે, તેની સાથે અમે ઠરાવ કર્યો કે આપણે મારા બાપથી છાનાંમાનાં પરણી જવું ને પછી તેની આગળ જાહેર થવું.

લાલ--હા વાત તો સત્તર આના ને બે પાઇની વળી તેની આંખોમાં ધુળ નાખીને હું તમોને લેઇ જઇશ. અને તે પણ જાણશે કે સુરતીકાકા મળ્યા હતા.

લીલી--ત્યારે હું મારી દાસીને બોલાવું છું.

લાલ—તો હું મારા ગુમાસ્તાને બોલાવું છું. ( કાન્ત અને કમળ આવે છે. )

કાન્ત--કેમ શેઠજી ત્યારે લગ્ન ખાનગીમાં કરવાનો વિચાર કર્યો ?

લાલ--હોવે, દિવસ નકી ઠરાવો.

કમળ—આ પરમ દિવસે રાત્રે.

કાન્ત--વારૂ ત્યારે જુઓ હું અને મારા શેઠ પરમ દિવસે રાતે સાત વાગે મુકરર કરેલી જગાએ આવીશું અને તમને પણ ખબર પહોંચાડીશું માટે તમારે પણ આવવું.

લાલ--હા વખતસર.

લીલી--વળી વહાલા મારી તમને એક વિનંતિ છે.

લાલ--વિનંતિ શાની ! કહી નાખો જી.

લીલી--ત્યારે જુઓ જ્યારે આપણાં લગ્ન થઇ જાય અને આપણે જઇએ તો પછી આ મારી દાસીનું શું થાય !

લાલ--એને આ મારા ગુમાસ્તા સાથે અફાળી નાખો.

કમળ--કાન્ત-શેઠજી આપની મહેરબાની હશે તો અમે પણ સુખી થઇશું.

લાલ--ત્યારે સુખા થાઓ, ચાલો એક લગ્નમાં બે લગ્ન, વરઘોડા ભેગું વરઘોડાઉં.

લાલદાસ-કાન્ત-વગેરે-

ગાયન.

ચાલો લટકેથી ચાલ, બની અલબેલા લાલ
ખુબ મીલાવ્યો તાલ, વરણાગીઆ.
ભલી લાગી છે ભાલ, થયા નસીબે ન્યાલ
વાહરે ફાંકડાજી લાલ, વરણાગીઆ.
મીંઢળની બે જોડ મંગાવો, પીઠી ચોલાવો પ્યારા.
હીરા મોતીના હાર પહેરાવો, ફરૂં ફેસનમાં પ્યારા.
ગીતો ગવાડું લાંબા લ્હેકેથી પડઘમ ઢોલ મહીં સારા
ખરરર-ધુમ—
પરણે છે લાલ લટકાળા, પેરીને વરમાળા, છબીલા છોગાળા
રે લાલ વરણાગીઆ—

# અંક ૨ જો.

## પ્રવેશ ૩ જો.

સ્થળ—મરીચીનું વિદ્યા ભવન.

પાત્ર—મરિચી હરનામ અને દાસી.

**મરીચી**—ભણાવું પણ ભણે નહીં, ભમાવ્યું એવું કોણે મન
મનાવું પણ માને નહીં, ભમાવ્યું એવું કોણે મન
કર્યું ચંચળ અરે દુર્બળ, એકાએક કોણે મારૂં મન
કર્યું હા સંહર્યું રે રે, એકાએક કોણે મારૂં મન.

એજ પંડિત સાધુ સંન્યાસી, જેણે મને છેકજ બનાવી ઉદાસી.

**પંડિત**—કેમ મરિચી, શું વિચારમાં?

**મરીચી**—પધારો પંડિતજી.

**પંડિત**—હમણાં હું તમારૂં મન ભણવા ઉપર જોતો નથી.

**મરીચી**—મારૂં મન ભણવા ઉપરજ છે પંડિતજી.

**પંડિત**—મરીચી, આમ અજાયબીરીતે એકી નજરે મારી તરફ શું જોઇ રહ્યાં છો?

**મરીચી**—હા, હું તે આગળ શીખેલો શ્લોક યાદ કરૂં છું.

**પંડિત**—શું તમે આવોજ અભ્યાસ કરો છો, આગળ ભણો છો ને પાછળ ભુલો છો? શું મન કાંઇ બીજી તરફ લાગ્યું છે?

**મરીચી**—ના ના કાંઇ નહીં, હા, કાંઇ બીજા અભ્યાસતરફ પણ લાગ્યું છે, શું કહું! (શરમાઇ નીચે જુએ છે)

**પંડિત**—બીજો અભ્યાસ તે વળી શું?

**મરીચી**—હા કહું, આપ મને શીખવી શકશો?

**પંડિત**—જ્યાંસુધી હું જાણતો હઇશ ત્યાંસુધી તમને બરાબર શીખવીશ.

**મરીચી**—હું ધારૂં છું પંડિતજી કે હું જે શીખવા માગું છું તે

વિદ્યામાં આપ પુરા પ્રવીણ છો, તો પણ તે મને શીખવી શકશો નહીં, નક્કી આપ મને નિરાશ કરશો.

પંડિત--મરીચી, તમે નિરાશ નહિ થાઓ, કહો શું શીખવું છે ?

મરીચી – શીખાવો મને પ્રેમના ગ્રંથ સ્વામી
બનો આપ મારા પ્રભુ પૂજ્ય સ્વામી
હું શિષ્યા તમો છો ગુરૂ રામ સ્વામી
હું સ્વામિનીના આપ સ્વામિ નવામી.

હરનામ-મરીચી– ગાયન.

તનમન અરપણુ સરવે સ્વામી શરણે
કરૂં હું અંતર ભાવથી.
પ્રિતી ગંગાજળથી સ્નાન કરાવી
સેવા કરૂં મન ભાવતી
ચરણોદકનું પ્રાશન કરૂં હું પ્રેમે,
પુરા અંતર ભાવથી
અમે સાધુ ત્યાગી ત્યાગી સહું માયાને.
કનકને કાન્તા સ્પર્શે નહીં કાયાને
એવું નવ બોલો બાલા, સ્વામીજી સ્વામી વ્હાલા
મેં તો માન્યા સ્વામી મારા અંતરથી
રહો રહો દુર જરા અંતરથી
દુર કેમ સંગેથી, જીવ થાય અંગેથી—

પંડિત-- કહો શું તમો મર્મના શબ્દ બાળા
અમો સાધુ સન્યાસી વૈરાગી બાળા
જગતના પ્રપંચોથી રહીએ નિરાળા
સદાનંદની જાપીએ નિત્ય માળા.

વળી મારી તરફ શું જોઈ રહ્યાં છો ?

મરીચી—હા હું તે શ્લોક યાદ કરૂં છું.

પંડિત—કયો શ્લોક ?

મરીચી—તે દિવસે ધર્મ ગ્રંથમાંથી આપે મને શીખવ્યો હતો તે.

સ્નેહી સમાન હિત ચીંતવતી પતિનું
સેવા વિષે પતિતણી તન સોંપી તેનું
દુઃખે દુઃખી દીલ થઇ સુખ શાંતિ આપે
છે ધન્ય તે સતિ પતિ તન કષ્ટ કાપે.

પંડિત—બરાબર જે સ્વામીને સેવાથી સંતોષે તેજ સતી, કેમ સમજ્યાં ?

મરીચી—શું ?

પંડિત—મેં શું કહ્યું તે તમે ના સાંભળ્યું ?

મરીચી—હા, કહ્યું કે ત મા-રૂં લ-ગ-ન થ-યું-છે.

પંડિત—હા કેવો આઘાત !

મરીચી—કેમ વિસ્મય થયા ? છેકજ નિરાશ થયા ?

પંડિત—બસ ન પુછો, મરીચી, તે વાત મને જરા પણ ન પુછો, સન્યાસી પોતાના જીવનની વાત કદી પણ કોઇના આગળ કહેશે નહીં.

મરીચી—પંડીતજી તમારા પગે પડું છું, વિનંતિ કરી પુછું છું કહો તમારૂં લગન થયુ છે કે નહીં ?

પંડિત—મરીચી તે હું કદાપી કહીશ નહીં.

મરીચી—તમારા ઘરમાં બીજાં કોણ કોણ છે ? કેટલા દીવસથી તમે ઘર છોડી સંન્યાસ લીધો ? શામાટે સંન્યાસ લીધો ? કયા દુઃખે સંન્યાસ લીધો ?

પંડિત—(સ્વ) ઓ પ્રભુ ! શું કહું (પ્ર) બસ ન પુછો મરીચી ન પૂછો, તમારા પ્રશ્નો મને તીક્ષણ તીર સમાન લાગે છે, તમે જો આમજ કરશો તો હું કાલથી અહીં આવીશ નહીં.

મરીચી—ત્યારે હું પણ અહીં રહેવા પામીશ નહીં.

પંડિત—કેમ કયાં જશો ?

મરીચી—સંન્યાસી થઇ સંસાર છોડી ચાલી જઇશ.

પંડિત—શી રીતે સંન્યાસી થશો?

મરીચી—તમારી માફક હું પણ ભગવાં વસ્ત્ર ધારણ કરીશ, હાથમાં માળા કમંડળ લઇશ, અને હું પણ મારા જીવનની વાત કોઇને કહીશ નહીં.

પંડિત--તમે હઠ કરોછો, તમારા પિતાને આ સર્વ વાત કહી દઇશ.

મરીચી—તો હું પણ કહીશ કે પંડિતજી મને લલચાવી ફોસલાવી સંન્યાસી કરવા ચહાય છે.

પંડિત—શું તમે જુઠું કહેશો? ભલે તમે સ્વતંત્ર છો, મારું ચહાય તે કરજો, મરીચી, હું નહોતો ધારતો કે તમને શીક્ષણ આપવાનું ફળ આ આવશે.

દાસી—મરીચી બહેન, પિતાજીએ યવન છાવણીમાં જવાનું કહેવડાવ્યું છે.

મરીચી—પિતાજી યવન છાવણીમાં?

દાસી—હા, યવન સરદાર, અમરસીંહે તેમને બોલાવ્યા છે.

પંડિત—શું અમરસીંહ?

મરીચી—મહારાજ આપ આશ્ચર્યમાં કેમ પડયા? શું તમે એ અમરસીંહને ઓળખો છો?

પંડિત—તે પછી પણ કેશરીસીંહ ત્યાં એકલા ગયા છે?

દાસી—હાજી.

પંડિત—તો મરીચી હું જાઉં છું.

મરીચી—આપ કયાં જશો?

પંડિત—યવન છાવણીમાં.

મરીચી—યવન છાવણીમાં શું કરવા?

**પંડિત**—કેશરીસીંહની રક્ષા કરવા.

**મરીચી**--મારા બાપુની રક્ષા કરવા ?

**પંડિત**—હા, મારૂં અંતર મને જણાવે છે કે તમારા પિતાશ્રી ભયમાં છે, તે મિત્રોને બદલે દુશ્મનોની વચમાં છે.

**મરીચી**—મારા પિતા ભયમાં છે પણ આપ સંન્યાસી શું કરશો ?

**પંડિત**—શું કરીશ તે કહીશ નહીં, પરમાત્માને પ્રાપ્ત કરવામાં હું સંન્યાસી છું, પણ અધર્મિઓનું નીકંદન કરવામાં ક્ષત્રી છું.

**મરીચી**--ભલે સીધારો, સાથે આપણા વિશ્વાસુ માણસોને લઇ પધારો, ઇશ્વર આપને વિજય આપો.

**મરીચી**-- ગાયન

સિધારો સ્વામિજી, વિજય અરપી તમ રક્ષણ કરો જગનાથ
અરિના દળને પળમાં દળજ્યો (૨) ફરજ્યો કુશળ થઇ
રહી રળીઆત સદા વિજય -
વીર ધર્મને હૃદયે ધરજ્યો, સ્વામી સફળ જીવન તમ કરજ્યો
વિશ્વ પતિ સહુ વિઘ્નો હરજ્યો વરજ્યો યશ વિખ્યાત--



# અંક ૨ જો.

## પ્રવેશ ૪ થો.

સ્થળ—છાવણી.

પાત્ર-અમરસીંહ, સુરબાળા, શ્યામલાલ, કેશરીસીંહ, સીપાઈઓ વિગેરે.

સુરબાળા-- ગાયન

વિભુ દીન હીન અબળા હું છેકજ હારી
બહુ અમુંઝાઇ ગઇ અકળાઇ, અરજી હરજીવન લ્યો અવધારી
સ્વામી વિયોગે સતી ટળવળતી, નાંખી નિશાસા નિશદીન રડતી
શીર પ્રભુ દુઃખની થઇ અવધી.
દુઃખથી પ્રભુ લ્યો બચાવી, વારે વ્હાલા આવી બીરદ નીભાવી-

અમર—કેમ સુરબાળા ખુશીમાં ?

સુર—ખુશી શી, નાખુશી શી, અધર્મ અને અનાચારથી ભર્યા આ નર્કસ્થાનમાં આનંદ શો હર્ષ શો !

અમર—શું આ અનાચરભર્યું નર્ક સ્થાન છે ?

સુર--તો શું પૂણ્યનું ધામ છે !

નર્ક કેરૂં સ્થાન એ છે જ્યાં નીતિનો નાશ છે,
અધર્મનું નિશાન એ છે પાપનો જ્યાં વાસ છે;
કિર્તન પ્રભુનું થાય નહીં, નહીં દાન દુખીઆ પામશે,
શિયળ સતીનું જ્યાં જતું તે સ્થાન સહુ નર્ક ધામ છે.

અમર—ભલે એ નર્ક કે સ્વર્ગનું સ્થાન છે પરંતુ હું તેનો અધિરાજ છું, મને તેનું માન છે.

સુર—સૂર્ય જગતને પ્રકાશ આપશે પણ ઘુવડ ન દેખે તો કોનો વાંક ? અમીની વૃષ્ટિથી સૃષ્ટિ શાંત થાય પણ ચાતક તરસ્યું રહે તો કોનો વાંક ? સંતોની વાણીથી પતિતોનો

ઉદ્ધાર થાય પણ બહેરાથી ન સંભળાય તો કોનો વાંક ! મધુર પુષ્પ વાટીકા ત્યાગી અજ્ઞાન કાગડો નર્ક ધામ ઉકરડામાં આનંદ માને તો કોનો વાંક ! નર્કનો કીડો નર્કને સ્વર્ગ સમજે તો કોનો વાંક ?

અમર—અહો સુર, છુરીની માફક જીભ ચલાવી રહી છે, વચનોનાં તીર છાતીમાં લગાવી રહી છે, ઓ હઠીલી સુરબાળા તું હજુ એની એજ રહી. સુરબાળા જે તને સાચા દીલથી ચહાય છે, જે તારા માટે પ્રાણ પાથરે છે તેને ના તરછોડ, ના ધીક્કાર.

સુર—હું તને કયાં ધીક્કારું છું ?

અમર—ત્યારે શું તું મને ચહાય છે ? બોલ હા બોલ, એકવાર આ પ્રેમથી ધડકતા અંતરમાં ખુશીનો સંદેશો સંભળાવ, શું સુર તું મને ચહાય છે ?

સુર—હું આખા જગતને ચહાઉં છું.

અમર—ના તેમ નહીં, કહે મને ચહાય છે ?

સુર—હા, હું તને પણ ચહાઉં છું ?

અમર—અહાહા, તું મને ચહાય છે, બસ માત્ર તારા તેટલાજ શબ્દોથી હૈયું હર્ષથી ઉભરાઇ જાય છે, આ તારા કમળ સમાન હાથોને મારા નેત્રોપર ચાંપવા દે, તારા સંતાપથી સુકાએલા ગાલપરના અશ્રુ મારા અધરોથી લુછવા દે.

સુર—ના સમુર.

જેમ જનની હેત કરતી જોઇ નિજ સંતાનને,<br>
ચાહતી ભગિની નીરખી જેમ ભાઇ નિજ ગુણવાનને;<br>
ચાહું છું હું તેમ તુજને ભાઇ અંતરનો ગણી,<br>
એ પ્રેમ અરપું હું તને ઉર સ્નેહની એ લાગણી.

અમર—ઓ ઠગારી, મને ઠગે છે ! પ્રપંચી તું રગે રગે છે, પણ સુરબાળા મારામાં તને શું ઓછું જણાય છે કે મને ધીક્કારી ભીખારી હરનામને ચહાય છે ?

સુર— ભીખારી હો તવંગર હો વેરાગી હો વા સંન્યાસી,
દીવાના હો કે શાણા હો સાધુ હો કે સંન્યાસી;
પરંતુ એ પ્રિતમ મારા મુગટમણી પ્રાણના પ્યારા,
ચરણ સેવી હું તો હરખીશ જપીશ હરનામની માળા.

અમર—શું હરનામ ? હરનામ તારા અંતરમાંથી વીસરશે નહીં ?

સુર-- જીવનમાં કે મરણમાંયે સતી સાથી છે સ્વામિની
દુઃખે સુખે ભલે ભુંડે, અચળ જેમ ચંદ્ર યામિની
સતીના દેવને દર્શન પૂજન અર્ચન પતિનું છે
પતિ સૈભાગ્ય ને આનંદ શિયળ સુખ સૌ સતીનું છે
અશોકવનમાં સતી સીતા સંભારતાં શ્રી રામને
આ નર્કથી ઉદ્ધાર થાવા સમરૂં હું હરનામને.

અમર--એ હરનામ જેની જપે છે માળા, સંહારશે તેને આ હાથ મારા, તારા પતિના રક્તની ધારાથી તારૂં મોઢું સાફ કરીશ, હરનામને બાળી રાખ કરીશ.

સુર— તો રાખ પણ લઇ ઉડશે પ્રાણેશ મમ હરનામને
કોપશે કુદરત બધી, પોકારતી હરનામને

અમર--ઓ હઠીલી બોલવામાં તું જીતાય તેમ નથી, સમજાવે સમજી જાય તેમ નથી, બસ સુર મારી ઇચ્છાને આધીન થા.

સુર—ઓ માયાના માનવી, અભિમાનમાં અંધ થઇ ક્રોધને વશ ન થા, એ ક્રોધને સમાવી દે જેણે તારી મતિ ભમાવી છે.

અમર— ભમાવી છે મતિ મારી સુર તુંથી પ્રેમ કરવા,
તું માન યા નવ માન હવે પૂછવાની નથી પરવા.

અમર--બસ ચુપ.

શ્યામ—મહારાજ કેશરીસીંહ પધારે છે.

અમર--ઓહ ! બાજી બગડી ફીકર નહીં, શ્યામલાલ આને સંભાળજે.
(કેશરી આવે છે.)

કેશરી--કેમ સરદાર અમરસીંહજી આનંદમાં ?

અમર--હાજી, આપ દીઠે વિશેષ, કેશરીસીંહ ઘણા દીવસથી હું તમને મળવા ઇંતેજાર હતો, સરદાર તમારી રાજ્ય તરફ વફાદારી તેમજ બહાદુરીથી અમારા નવા સાહેબ નીહાયત તમારા ઉપર ખુશ થયા છે અને તેથીજ તેઓ તમારા જેવા એક બહાદુર સેનાપતિ સાથે મિત્રાચારીનો સંબંધ ધરાવવા માગે છે,

કેશરી--મોટો ઉપકાર, તમારો અને તમારા સુબા સાહેબનો.

અમર--કેશરીસીંહ, હું તમારી સાથે સલાહ કરવા ચાહું છું.

કેશરી--સલાહ કરવી હોય તો અમારા શીરતાજ મહારાજા પાસે જાઓ.

અમર--અમે તમારા રાજાને તુચ્છ સમજીએ છીએ.

કેશરી—તો હું તેનો તુચ્છ નોકર છું, શા માટે મારી સાથે સલાહ કરવા માગો છો ?

અમર—તમારો અમને કાળના જેવો ભય લાગે છે.

કેશરી—તો સમજ કે અમારા મહારાજા કાળના પણ કાળ છે.

અમર--કેશરીસીંહ, પૈસાનો પ્રતાપ, લક્ષ્મીની લાલચ.

કેશરી--પૈસાનો પ્રતાપ એટલે ?

અમર--પૈસા માણસના મનને વશ કરે છે.

કેશરી—મને મારા માલીક પાસેથી પુષ્કળ પૈસા મળે છે.

અમર--એક સાધારણ જાગીર તે શું પૈસા છે, જો આ અમારા નવાબે આવી અનેક મહોરોની થેલીઓ ભેટ મોકલાવી છે તે લે ને મિથ્યા ગુમાન છોડી દે.

કેશરી—શું આવી તુચ્છ લાલચથી લલચાઇ આ રજપુતસીંહ બેવફા થશે ? રાજ્ય પ્રત્યેની પોતાની ફરજ ભુલી જશે ? આ કેશરીસીંહ યવન ગુલામ થશે ? ઓ રાજ્ય દ્રોહી નીચ નાદાન કમજાત યવન ગુલામ શરમ છે તને.

અમર---કેશરીસીંહ રજપુત તો હું પણ છું હો.

**કેશરી**—ઓહ ! તું રજપૂત ! તું રજપૂત નહીં પણ રજપુતકુળ કલંક છો, રાજ્યપૂત્ર નહીં પણ એક ગુલામનો પણ ગુલામ છો, જાલીમ સેતાન છો.

**અમર**--કેશરીસીંહ સંભાળ હજુ હું સહન કરૂં છું.

**કેશરી**—સ્વાર્થાન્ધ શિયાળવા તું ભ્રષ્ટ યવન ગુલામ થયો છે, તારા બળ સત્તા અને ઐશ્વર્ય તેં વેચ્યાં છે, બાયલા તારો મને લેશ પણ ભય નથી.

**અમર**—કેશરીસીંહ જો આ ખુદ નવાબના હસ્તાક્ષર વિચાર કર, ભાગ્યદેવી તને અનુકુળ થાય છે વાંચ.

**કેશરી**—"કેશરીસીંહ જો ફુટીને અમને આ દેશ જીતાવી આપે તો આ રાજ્યની કુલ જાગીર વંશપરંપરા માટે અમોએ તને બક્ષીસ આપી."

દસ્કત નવાબ.

(કાગળ ફાડીને) નીમક હરામ લાંચ આપી આ રાજ્યનું નિકંદન વાળવા આવ્યો છે ? તું તે કપટકુશળ યવનનો ગુલામ થઇ આવ્યો છે ? નાદાન પૈસાના ગુલામ, દેશના શત્રુ, કુટુંબના ઘાતી, ક્ષત્રીય કુળ કલંક દુર થા દુર થા, કુળાંગાર દુર થા, યાદ કર આ તલવારની મદદથી તારા જેવા હજારો વિશ્વાસઘાતી ગુલામોના પ્રાણ લઇશ. આ મહાદેવીને તમારા રૂધીરનું બળીદાન દઇશ.

**અમર**--કેશરીસીંહ યવનદુતનું અપમાન કરી હવે તું જીવતો રહીશ નહીં.

**કેશરી**—ચંડાળ અગર જો તારો નવાબ ધર્માત્મા ન્યાયી હોત તો જરૂર હું તેનો ભય કરત, સંસારમાં પ્રપંચ કુશળ દગાખોરના રાજ્યનું અપમાન કરવામાં મને જરા પણ ભય નથી, જા તારા નવાબને જઇને કહેજે કે કેશરીસીંહ તારી લાંચ, ફોજ વળી શસ્ત્ર તેમજ સમશેરને તુચ્છ સમજે છે, ઉમેદ હોય તો આવ, સામે થા, યુદ્ધ માટે આ તલવાર તૈયાર છે.

**અમર**—વારૂ તો આવ હું પણ તૈયાર છું. (લડે છે); ( સુરબાળા

સટકી જાય છે) (સીટી વગાડે છે, સીપાઇઓ ધીમે ધીમે આવી કેશરીસીંહને પકડે છે.)

કેશરી—હા ! દગો ! દગો.

હરનામ—ખબરદાર, મારો પાપી અમરને પકડો બાંધો.

ટેબ્લો.

# અંક ૨ જો.

## પ્રવેશ. ૫ મો.

સ્થળ—રસ્તો,

પાત્ર—શ્યામલાલ, ખીજરખાં, સુરબાળા, હરનામ, મરીચી.

ખીજરખાં-શ્યામલાલ ગજબ થયો.

શ્યામ—સાહેબ હું પણ અજબ થયો.

ખીજરખાં-અમરસીંહ કેદી થયો.

શ્યામ—સીંહ શીયાળને હાથે સપડાઇ ગયો.

ખીજરખાં-કેશરીસીંહજ કુશળગઢના રાજ્યનો આધાર હતો. તે આ બાદ હાથમાં સપડાયો હતો.

શ્યામ—પણ તેને સપડાવા જતાં આપણે સપડાઇ ગયા, અચાનક પેલા જોગટા જેવા જુવાનની સરદારી હેઠળ કેશરીસીંહના લશ્કરે છાવણી ઉપર છાપો માર્યો અને લશ્કરમાં નાશ ભાગ નાશ ભાગ.

ખીજરખાં-શરમ છે એ નાશ ભાગ કરનારા બાયલાઓને, દુશ્મનોના હલ્લા સામે કોઇ સામેજ થયું નહીં ?

શ્યામ—અરે સાહેબ કોઇ સીપાઈ ભાઇએ મ્યાનમાંથી તલવારજ બહાર કાઢવાની તસ્દી લીધી નહીં.

**ખીજરખાં**—ઓહ ! કેવા હીચકારા મુઠીભર રજપૂતોને હાથે પરાજય પામ્યા.

**શ્યામ**—હા હજુર, નીચી મુંડીએ નાકની ડાંડી સામે દોડીજ ગયા.

**ખીજરખાં**-હા હું હોત તો એ જીવ લઇ નાસનારાઓને ઠાર કરત.

**શ્યામ**—હજુર, આપ શું ઠાર કરત ! આપે રજપૂતોને લડતા જોયા નથી, મોટી મોટી પાણીદાર આંખો, વિશાલ છાતી, લાંબી બાહુવાળા અને લડાઇમાં ગાંડાની માફક ઘુમવાના, બકરા ઉપર સીંહ તુટી પડે તેમ દુસ્મનનાં ડોકાં ધડોધડ જુદાં કરવાના.

**ખીજરખાં**-પણ શ્યામલાલ હજુ તેં ખરા સીપાઇ બચ્ચાને લડતા જોયા નથી.

**શ્યામ**—આ હજુર જોયા કે સઘળા મુઠીઓ વાળી દોડયા.

**ખીજરખાં**-ખેર જવા દે એ વાત, અત્યારે અમરસીંહ સપડાણા તેને છોડાવવા શી યુકિત કરવી ?

**શ્યામ**—યુકિતના તો આપણે ભંડાર છીએ, આ અમો વાણીઆ-બાઇ જે ધારીએ તે કરીએ.

**ખીજરખાં**-શું તમે વાણીઆ એવી અક્કલવાળા !

**શ્યામ**--અરે સાહેબ વાણીઆ વિના તો રાવણનું રાજ્ય ગયું, આ જુઓ વિશળગઢનો રાજા વિશળદેવ કાચા કાનનો ડહાપણ વિનાનો મૂર્ખ છે તેને સમજાવતાં વાર કેટલી ?

**ખીજરખાં**-પણ કરવું શું ?

**શ્યામ**—જુઓ આપણે અહીંથી ઘણીજ કીંમતી ભેટ લઇ કેશરી-સીંહના પહોંચતા પહેલાં રાજાની આગળ હાજર થવું, અને જણાવવું કે અમારા નવાબ સાહેબના હુકમથી અમો મિત્રા ચારીનો સંબંધ બાંધવા સારૂ આવતા હતા, ત્યાં રસ્તામાંજ તમારા સેનાધિપતિ કેશરીસીંહે હલ્લો કરી અમોને વિના વાંકે હેરાન કર્યા, ને સરદાર અમરસીંહને કેદ કર્યા એટલે રાજા કેશરીસીંહ ઉપર ગુસ્સે થશે અને તેનું નડતર દુર થશે ને વિશળગઢનું રાજ્ય પણ સહેજમાં મળી જશે.

**ખીજરખાં**-વાહવા વાણીઆભાઇ યુક્તિ તો સજડ પણ પાર ઉતારવી જોઇએ.

**શ્યામ**—અરે પાર શું ? આરપાર ઉતારી દઉં ત્યારે મારૂં નામ સ્યામલાલ.

**ખીજરખાં**-ત્યારે ચાલો ફતેહ કરો.

**શ્યામ**—ચાલો પણ પેલી સામેથી દોરી કોણ આવે છે ?

**ખીજરખાં**-લપાતી છુપાતી જાણે કોઇની બીકથી ગભરાતી નાશી જતી હોય તેમ જણાય છે.

**શ્યામ**—છુપાઇ રહી જોવા દો.

**સુર**—નાશી છુટી પાપીના બંધનથી મુકત થઇ, ભગવાને અબળાની લાજ રાખી, પણ હવે કયાં જાઉં ?

**શ્યામ**—(ઓળખી) જ્યાંથી નાશી ગઇ ત્યાં "સુરબાળા"

**સુર**—કોણ સ્યામલાલ ? નામ પ્રમાણે કાળાં કામમાં સામેલ સ્યામલાલ ! સતીને સંકટ આપવામાં સહાયક સ્યામલાલ !

**શ્યામ**—હા હું તેજ સ્યામલાલ.

**સુર**—ઓ ભગવાન ! પાછી સપડાઇ.

**શ્યામ**—ચાલો પકડી લ્યો.

**સુર**—ભાઇ મને જવા દે, સ્યામલાલ તને કાલાવાલા કરૂં છું. ખોળા પાથરૂં છું.

**ખીજરખાં**--કાંઇ નહીં ખુદાએજ તને પાછી અમારી પાસે મોકલી છે.

**સુર**—અરે કોઇ રક્ષા કરો, રક્ષા કરો, આ અબળાની દુષ્ટોના હાથથી રક્ષા કરો.

**હરનામ**-ખબડદાર ! ચંડાળ. (અંદરથી)

**શ્યામ**—કાં મીયાં, તાણો તલવાર.

**ખીજરખાં**—અરે ચાલ યાર નહીં તો ભાગતાં બો ભારે પડશે અને અમરસીંહને છોડાવવાની યુક્તિ અદ્ધર રહેશે.

**શ્યામ**—ત્યારે મુકો આને પડતી ને ગણો પોબાર. (શ્યામલાલ તથા ખીજરખાં નાશી જાય છે)

હરનામ-તમે રક્ષાને માટે પોકારતાં હતાં ?

સુર--હાજી.

હર—પાપીઓ કયાં ગયા ?

સુર--નાશી ગયા.

હર--સીપાઇઓ, પીછો પકડો.

સુર--આપ સન્યાસી સાધુ, શું સાધુવેષે ભગવાન મારી રક્ષા કરવા દોડી આવ્યા છો ?

હર--ભ્રાંતિમાં ન પડો, હું એક પામર પ્રાણી છું.

સુર—ગૌ બ્રાહ્મણ અને અબળાના પ્રતિપાળ આપને ભગવાનેજ મોકલ્યા.

હર—આમ તમે ગભરાઓ નહીં, શાંત થાઓ.

સુર--મહારાજ હું આપની આભારી છું. આપ જો ન આવ્યા હોત તો હું નક્કી પાપીઓના હાથમાં સપડાઇ જાત.

હર--ઇશ્વર ધર્મીઓનો મદદગાર છે, નિર્બળોનો સહાયકાર છે, પણ તમે કોણ છો ?

સુર—હું કોણ છું ? મને ના પૂછો, મારા માથે દુઃખના વરસાદ વરસ્યા છે, આફતોનાં ઝાડ ઉગ્યાં છે, તમને શું કહું ? કહેવાને મારી વાણીમાં શક્તિ નથી. દુઃખથી રડવાને આંખમાં આંસુ નથી, અંતર દુઃખના ભારે દબાઇ ગયું છે, મહારાજ હવે તો મને આપની શિષ્યા બનાવો, હું આ દુઃખી જીવનથી કંટાળી ગઇ છું, મારો ઉદ્ધાર કરો.

હર—શાંત થાઓ, ઇશ્વર પર શ્રદ્ધા રાખો, તમને હરકત ના હોય તો મને તમારા દુઃખમાં ભાગીદાર થવા દો.

સુર—મારા દુઃખમાં ભાગીદાર કીરતાર કોઇને ના કરો, હુ શું કહું, મારા જીવનમાં એક પળ પણ સુખની ગઇ નથી, હું માત્ર દુઃખ સહેવાજ સરજાઇ છું. મારા સ્વામી એક પૈસાદાર જાગીરદાર હતા. પાપી મિત્રોની સોબતે તેઓ દુર વ્યસનના સાથી થયા, મિત્રના ભમાવવાથી માતાના ખૂની થયા.

**હર**—ઓહ ! આ તો વ્હાલી સુર, પ્રભુ ક્ષમા કરો, માતા વહાલી ઓહ! ક્ષમા કરો. (મૂર્છા ખાય છે).

**સુર**—અરે આ સન્યાસી મહારાજને શું થયું ? અરેરે હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં બધાને દુઃખીજ કરૂં છું, અરે કપાળ શીતળ થયું, પરસેવાનાં બીંદુ આવ્યાં, શ્વાસ મંદ થયો, માગ વત્તાંતથી આ સન્યાસીને આટલી અસર કેમ થઇ હશે ! શું ખરેખર આ સન્યાસી હશે ! મને શંકા થાય છે, તેમનો ચહેરો જો કે બદલી ગયો છે પરંતુ મારા સ્વામીને મળતો આવે છે, તેમની આંખો મારા નાથની આંખો જેવી ચળકતી છે, તેમનો અવાજ જો કે ભારે થયો છે, પરંતુ ઓળખાય તેવો છે, નાના એવી શંકા શાની! તે અહીં ક્યાંથી હોય ! અને કદાચ અહીં હોય તો અભાગણીના નશીબે અળગાજ થાય.

**મરીચી**—કોણ સન્યાસી મહારાજ ? શું થયું છે ? તમે કોણ છો ?

**સુર**—હું એક અનાથ સ્ત્રી છું, આ પરોપકારીએ મારી રક્ષા કરી છે.

**મરીચી**-પણ સન્યાસીને શું થયું છે ?

**સુર**—કોણ જાણે હમણાં મારી સાથે વાત કરતા હતા અને અચાનક બે ભાન થઇ ગયા.

**હર**—ઓહ ! પરમાત્મા ક્ષમા કર, કોણ મરિચી! અહીં ક્યાંથી !

**મરીચી**—આપના વિજયની વધામણી સાંભળવા અધીરી, હું આપને સામીજ મળવા આવી.

**હર**—સમાચાર સાંભળ્યા ?

**મરીચી**-હા, યવનોના હાથમાં સપડાઇ જતા પિતાજીને આપે બચાવ્યા.

**હર**—ઇશ્વરે બચાવ્યા, અમરસીંહ પકડાયા છે.

**સુર**—અમરસીંહ કેદ પકડાયો છે ?

**હર**—તેને તેના પાપે સપડાવ્યો છે, હવે તેના પાપનો ઘડો ભરાયો છે.

**મરીચી**-આ સ્ત્રી કોણ છે ?

**હર**—યવનોના હાથમાં સપડાએલી—

સુર—નિરાધાર સ્ત્રી છું, મહાત્માની આભારી છું.

મરીચી—પરોપકાર એ સાધુ હૃદયનો સ્વભાવ છે, બહેન ચાલો તમે અમારી સાથે, તમારા દુઃખનું શાંતવન થશે.

સુર—નોધારાના આધાર, સાચાના સહાયક કીરતાર તું જે કરે તે સારૂંજ કરે છે.

હરનામ-સુર-મરિચી— ગાયન.

જય જગવંદન, દીન દુઃખભંજન, જનમનરંજન મોરારી
જય જગનાયક, સત્ય સહાયક, પાલક દુઃખટાલક ત્રાતા,
તું વિધાતા પાહિમામ્.
રામ જેને રખવાળ નહીં કો મારે, તે ઉગારે, ધરણીધર ધારે-
ભક્તવત્સલ ભગવાન આશરે તારે તું ઉદ્ધારે, ભવનીધિથી તારે
ચૌદ લોકનો નાથ ચહાય તો જળમાં પથ્થર તારે,
તારે તું ઉગારે, અદ્‌ભુત કૃતિ છે ભારે.
પાહિમામ્.



# અંક ૨ જો.

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—રસ્તો.

( કાન્ત, કમળ, લાલદાસ, લીલીનો વરઘોડો, ગાતાં ગાતાં પ્રવેશ કરે છે ).

બધા— ગાયન.

માણેક મોતીનો પહુરે ભરાવો પહુરે ભરાવો
લીલા ગજના વાઘા હારે કુંવર લીલા ગજના વાઘાજીરે
કેડ મરડીને વાઘા પહેરોરે વરરાજા, પહેરોરે વરરાજા,
માતાના મન મોહુશે—
માતા માણેક વહુ આણી પેરે જોશે, પેલીપેર જોશે,
લળી લળી મુખ સામું જોશે.

લાલ—કાન્ત, આ ભાડુતી ગાનારીઓને પટાવી દો, પીડા પતે.

કાન્ત—વારૂ સાહેબ.

લાલ—હાશ હાશ ! હવે મહેનત સફળ થઇ, રૂપીઆ વીસ હજાર બચ્યા અને સહેજમાં કન્યા મળી ગઇ.

લીલી—(સ્વ) હાશ હાશ ! ચાર ફેરા ફરી ચુકી, મુઆ સુરતીની ધણીઆણી થઇ ચુકી, હવે તે કાંઇ ફરે તેમ છે ?

લાલ—કેમ શું વિચાર કરો છો ?

લીલી—વહાલા, એતો વિચાર તમારા, બીજા કોના ?

લાલ—વાહ ! શું મજેનું મીઠું બાષન બોલે છે ! હું તો રાત દિવસ આ તમારૂં બાષનજ સાંભળવાનો, ને ધંધા ધાપાને તો તાળુંજ મારી દેવાનો.

લીલી—પહેલાં બહુ હેત દેખાડી પાછળથી વીસારશો તો નહીં ને વહાલા ?

લાલ—અરે નારે ના તેમ તે થાય, હવે તો હું મેના, તમે પોપટ, હું ચકોર, તમે ચંદ્રમા, હું રસીલો અને તમે રસીલી, હુ વર ને તમે વહુ, હું સેથ ને તમે સેથાની, બસ હવે તો તમારા ઉપર કુરબાન કુરબાન.

લીલી—વહાલા! આપણે હવે અહીંથી ક્યારે સુરત જઇશું?

લાલ—હાં હાં. આપણે જવાની વાત તે તો કાન્ત આવે કે નક્કી કરીએ, (કમળ અને કાન્ત આવે છે) ત્યારે કાન્ત હવે અમારે સુરત કયારે જવું?

કમળ—(લીલાને) કમળ બહેન શું તમે જશો?

લીલી—હા બહેન. (રડે છે.)

કમળ—તમારી માયા અમને કેમ વિસરાશે! તમારૂં હેત કેમ ભુલાશે! તમારા વિના અમારા દિવસ કેમ જશે!

કાન્ત—શેઠજી, ત્યારે તમે જવાના.

લાલ—કાંઇ નહીં, રડો નહીં, છાના રહો બાપુ, એતો થોડું કાંઇ બારે દાડા બેસી રહેવાય છે.

કાન્ત-કમળ—પણ તમે મુરબ્બી જવાનાજ!

લીલી—બહેન રડ નહીં, તને રડતી જોઇ મારી છાતી ભરાઈ આવે છે.

લાલ—અરે છાના રહો, માયા થઇ એટલે લાગે તો ખરૂં, પન વરી જીવ મલ્યો છે, તો કોઇ દિવસ મળીશું, તમો કોઇ કોઇ વાર અમારા સુરત આવજોજી. તમારૂંજ ઘર છે, (લીલી રડે છે) (કમળને) તમો શું કરવા રડો છો? તમારી સેથાનીને કાંઇ દુઃખ નથી. ખાસુ પૈસે ટકે ચાકર નોકર બધી તરેહનું સુખ સુખ અને સુખ.

કાન્ત-કમળ—વારૂ શેઠજી હવે શુકન જોઈ સીધાવો, અમારા ઉપર તો તમારો મોટો ઉપકાર થયો છે.

કમળ—શું કરીએ બહેન. તમારાથી જુદાં પડવાનું નથી ગમતુ.

લાલ—ભગવાનની લીલા છે, પંખીનો મેળો છે.

કાન્ત—વારૂ શેઠજી, કામ કાજ ફરમાવજોજી.

**લાલ**—તે તમારૂં શરનામું મને આપજોતજી, વારૂ પન મને એક વિચાર આવ્યો છે કે પેલા લોભીઆ શ્યામલાલની કન્યા આમ લઈ જાઉં તો ચોર કહેવાઉં, પન મારો વિચાર સજોડે તેની પાસે જઇ તેને છક કરવાનો છે, કેમ તે ઠીક કે નહીં ?

**કાન્ત**—(સ્વ) આ બુઢ્ઢાના વિચાર તો નખોદ વાળશે (પ્ર) પણ તેમ કરવાની શી જરૂર ?

**લાલ**—અરે નહિંરે જી, શું સુરતી લાલકાકા એમને એમ ચોરીથી કન્યા લઇ જાય ! કાંઇ ચમત્કાર કરવોજ જોઇએ. હવે લગન થયાં તે કાંઇ ઘેરાં ફરવાનાં છે.

**કાન્ત**—બરોબર છે, (કમળને) કમળ આ બુઢ્ઢાએ તો બાર વગાડવા ધાર્યા છે, કહે છે કે તારા બાપને મળવું જો તેમ થાય તો આપણા તો બારજ વાગ્યા સમજ.

**કમળ**—તેમાં શું ! ભલે ને જાય, આપણે પણ સાથે જઇશું.

**કાન્ત**—પણ તારો બાપ ગુસ્સે થશે તો ?

**કમળ**—અરે ગુસ્સે થઇ શું કરવાનો છે ? એતો મગ ચોખા ભળી ગયા.

**કાન્ત**—તો ઠીક થવા દો. ને ભેદનો પડદો ફુટવા દો, ને આંધળે બહેરૂં કુટાવા દો.

**લાલ**—તો મારો વિચાર અગાઉથી એક કાગજ લખવાનો છે.

**કાન્ત**—વારૂ જી તે ઉત્તમ.

**લાલ**—અને પછી ત્યાં જઇ મળવું.

**કાન્ત**—એ બરોબર અને શેઠજીની ઇચ્છા હોય તો અમે પણ સાથે ચાલીએ.

**લાલ**—સુના જેવું. ચાલો ત્યારે.

**બધા**—ઉપડો ત્યારે.

**કમળ, કાન્ત, લાલદાસ, લીલી**—

ગાયન.

હુંબા હાં ચાલો

શ્યામલાલ શેઠીઆને જઇ સમજાવીએ, ઠીક છે.
ફુલણજી ફાંકડાને ફંદમાં ફસાવીએ. ઠીક છે.
કમળના કંથજી સ્વામી સુજાણ છો,
વાહરે અલબેલી તું ગોરી ગુણ ખાણ છો,
જાય છે લેવા મારા લાલકાકા લાણ જો,
આપણું શું જાય ભલે થાય રમખાણ જો,
હુંબા હાં ચાલો, વખત જાય ઠાલો, આંધળે બહેરૂં જઇ આજ અથડાવીએ.

# અંક ૨ જો.

## પ્રવેશ ૭ મો.

સ્થળ—વિશળદેવની કચેરી.

પાત્ર—(રાજા, દીવાન, કેશરીસીંહ, ખીજરખાં, શ્યામલાલ, સીપાઇઓ, વારાંગના વિગેરે.)

રાજા—દીવાનજી, સરહદપર યવનો છાવણી નાંખી રહ્યા તેના કાંઇ સમાચાર ?

દીવાન—મહારાજ, હજુ તેઓ ત્યાંજ હોવા જોઇએ, વિશેષ લાગ જોઇ રાજ્યમાં પ્રવેશ કરવા ધારે છે.

રાજા--શું તેમની ત્યાં સુધી ઉમેદ છે ?

દીવાન--જી હા, તથાપિ આપણા બહાદુર સેનાપતિના અપૂર્વ બાહુ બળથી આપણું રાજ્ય હજુ સુધી તે યવનોથી નિષ્કલંક રહેવા પામ્યું છે.

રાજા—વારૂ, કેશરીસીંહ હાલ ક્યાં હશે ?

દીવાન—ધારવા પ્રમાણે તેઓ રાજ્યની સરહદપર હશે.

રાજા—દીવાનજી, જરૂર તે સરદારને કોઇ તેમના કામ લાયક ઇનામ આપવું જોઇએ.

દીવાન—જીહા, કોઇ મોટી જાગીર બક્ષીસ કરવી જોઇએ.

રાજા--ઠીક તો તેમને હાલને હાલ સ્વાર મોકલી અહીં બોલાવો.

દીવાન—જેવી આજ્ઞા પ્રભુ.

છડીદાર—મહારાજ, નવાબ સાહેબ તરફથી બે સરદાર આવ્યા છે તે અંદર આવવા રજા માગે છે.

રાજા--ઠીક આવવા દ્યો તેમને.

ખીજર }
શ્યામ } મહારાજનો જય થાઓ.

રાજા--ક્યાંથી આવો છો તમે ?

ખીજર--નવાબ સાહેબે અમોને આપની તરફ મોકલ્યા છે.

રાજા--કેમ શા માટે ?

ખીજર--આ કીંમતી જવાહીર અને મહોરોની થેલી આપને ભેટ કરવા માટે.

રાજા—ઓહો ! નવાબ સાહેબ તરફથી ભેટ ! શું કારણ ?

ખીજર—ફક્ત તેઓ આપની સાથે દોસ્તીનો હક કાયમ રાખવા માગે છે.

રાજા—મોટા આનંદથી, તે નામવરની ભેટ હું સ્વીકારૂં છું અને તે સાથે મિત્રાચારીનો હક પણ કબુલ રાખું છું.

ખીજર—અને આ પત્ર પણ આપ્યો છે.

રાજા—શું લખ્યું છે પત્રમાં દીવાનજી ?

દીવાન—"રાજા બહાદુર અમે તમારી સાથે દોસ્તીનો હક કાયમ રાખવા માગીએ છીએ અને તે બદલ જે કીંમતી જવાહીરની બક્ષીસ તમારા તરફ મોકલી છે તે કબુલ રાખશો."

રાજા—દીવાનજી, આ બાબતમાં તમારો શું અભિપ્રાય ?

દીવાન—મહારાજ, મિત્રતા અગર વેર બરોબરીઆ માણુસ સાથે કરવું ઠીક છે, મોટાની સોડમાં ભરાવું, મોટાના તેજમાં તણાવું એ પરિણામે ભયંકર છે, મહારાજ મને તો આ વાતમાં તરકટ લાગે છે.

રાજા—દીવાનજી, તમે આ બાબતમાં ન સમજો, તમારૂં મનજ એવું વહેમી છે, સરદાર બીજી તમારી શું માગણી છે?

ખીજર—માગણી એજ કે નવાબનો પેગામ લઈ અમો આપની તરફ આવતા હતા તેટલામાં સરદાર કેશરીસીંહે નાહક અમારી સાથે લડાઇ કરી અમને રોકયા, અમારા કેટલાક સીપાઇઓને ઘેરી મારી નાંખ્યા.

રાજા—દીવાનજી, જોયું ? કેવી ઉધ્ધતાઇ ! કેટલી બે પરવાઈ!

ખીજર-અરે એટલુંજ નહીં પણ અમારા સરદાર અમરસીંહને કેદ કર્યા.

રાજા—કેવો જુલમ ! કોઇ આપણી સાથે મિત્રતા કરવાને મળવા આવે તેની સાથે લડાઇ કરવી ! આમ માથું ફેરવી તેણે શું કરવા ધાર્યું છે ?

દીવાન—મહારાજ કેશરીસીંહે જે કાંઈ કર્યું હશે તે ઘણા વિચારથી અને ન્યાય પૂર્વકજ કર્યું હશે.

રાજા—બસ કરો દીવાનજી, હું બરાબર સમજું છું કે તમે બંને એક થઇ રાજ્યને નિર્મુળ કરવા ધારો છો.

દીવાન—મહારાજ, ચંદ્રમાં અંગાર સંભવેજ નહીં, પ્રતાપી કેશરી-સીંહના હૃદયમાં તેવા વિચાર ઉદ્દભવેજ નહીં.

શ્યામ--જોયું મહારાજ, રાજ્યમાં ઘણા જુના નોકર રાખવાથી રાજ્યને ખમવું પડે છે તે.

રાજા—બસ કરો દીવાન, તમારી સલાહનું મારે નથી કામ.

છડીદાર-મહારાજ, કેશરીસીંહ, કેદી અમરસીંહ સાથે પધારે છે.

કેશરી--જય થાઓ અન્ન દાતા.

રાજા—કેશરીસીંહ, આ સાથે કોણ છે બંધીવાન ?

**કેશરી**—આપણી રાજ્ય લક્ષ્મીનો નાશ કરવાની ઉમેદ રાખનાર ખૂની નાદાન.

**રાજા**—શા ઉપરથી સાબીત કરો છો કેશરીસીંહ ?

**કેશરી**—શીયાળની લુચ્ચાઇ, કાગડાની કાએલીયાત અને કાજળની કાળાશ માટે સાબીત કરવાનું શું છે?

**રાજા**—મને પ્રથમથીજ સમાચાર મળ્યા છે કે તેઓ તદ્દન નિર્દોષ છે, માત્ર ગુનેગાર તમે છો, સીપાઇ છોડો તે સરદારને.

**શ્યામ**—બરાબર, મહારાજ, તેમજ છે.

**કેશરી**—પ્રભુ મારાપર એવો ક્રોધ કરવાનું શું કારણ ? સેવકથી એવો શું અપરાધ થયો છે ?

**રાજા**—સરદારોને રાજ્યમાં પ્રવેશ કરતા કેમ અટકાવ્યા ?

**કેશરી**—આપના હુકમથી.

**રાજા**—કેશરીસીંહ, સાવચેતીથી વાત કરો, કોઇ પણ રીતે તમારા પાપ રૂપી કાદવમાં મને ડુબાવી શકશો નહીં,

**કેશરી**—હું પાપી ? મેં શું પાપ કર્યું છે ? જો મેં પાપ કર્યું હોય તો નિશ્ચય હું તેની સજા ભોગવવા તૈયાર છું.

**રાજા**—તમે નક્કી પાપી છો.

**કેશરી**—ઠીક છે તો હવે મને સજા કોણ આપશે ?

**રાજા**—તેજ યવન સરદાર જેને તમે નિર્દોષ છતાં બનાવ્યો છે ગુન્હેગાર.

**કેશરી**—હમણાંજ તે પ્રપંચી શિયાળોને આ તરવારથી કાપી નાખું છું.

**ખીજર**—જુઓ જુઓ મહારાજ, કેટલી આપખુદી ! કેટલું ગુમાન !

**રાજા**—બસ કરો કેશરીસીંહ, તમારા અપરાધની સજા તમે અવશ્ય ભોગવશો.

**કેશરી**—કેશરીસીંહને દુનીઆમાં કોણ સજા આપનાર છે ? ન્યાય અન્યાયનો ઇન્સાફ તમારા જેવા પૈસાના ગુલામથી, લક્ષ્મીના લોભી રાજાથી કદી થનાર નથી, મારો ન્યાય કરનાર તે સત્ય ન્યાયી પરમાત્મા છે, અવશ્ય હું તેની તરફથી મારૂં ઇનામ મેળવીશ.

શ્યામ—હાં હાં મહારાજ જોયું આપનુ અપમાન !

રાજા—કેશરીસીંહ, શેનું ઈનામ ? તારા જેવા વિશ્વાસઘાતીને ઈનામ શેનું ?

કેશરી--તમે પૈસાના ગુલામ છો, મારા કામને સમજવાની તમારામાં તાકાત નથી, તમે મને શું ઇનામ આપશો ? મને વિશ્વાસ છે કે તે સર્વદર્શી પ્રભુ આગળ હું કદાપિ તિરસ્કારને પાત્ર નથી.

રાજા—ચુપ કર કેશરીસીંહ હદ વિચારીને બોલ, તારા એવા દયા ભારે કામથી તું મને દબાવે છે.

કેશરી--તે તમારા જેવા કૃતઘ્ની આગળ કહેતાં મને શરમ આવે છે. આજ કેટલાંક વર્ષ થયાં રાજ્યનું હિત જાળવવા મેં જે જે કર્યું છે તે આ દેશના રહેનાર કોઈપણ માણસથી અજાણ્યું નથી, રાજ્યના શ્રેય માટે મેં અને મારા સિપાઇઓએ જે લોહી રેડયું છે, તે સર્વ કોઇ પ્રજાજન જાણે છે. આજે હું તમારા જેવા પ્રભુની આગળ હલકો થયો છું પરંતુ તે મહા પ્રભુની હજુરમાં હું કદી બેઇમાન ગણાઇશ નહીં, તમે દ્રવ્યના દાસ મારા કામની શું કદર કરવાના હતા ?

રાજા—કેશરીસીંહ સંભાળ, હમણાંજ તને ચંડાળને સ્વાધીન કરૂં છું.

કેશરી—બીલકુલ નહીં, તું કૃતઘ્ની કાયર પુરૂષ, વિધર્મીઓનો ગુલામ, રાજ્યનું સત્યાનાશ વાળનાર છો, હવે મને તારો જરા પણ ભય નથી.

રાજા--કેશરીસીંહ નક્કી સમજ કે આજ તારો કાળ છે.

કેશરી--તારી શું તાકાત છે કે તું મારો કાળ કરી શકે ? તું નરાધમ કાયર પુરૂષ છે, તારો ભય રાખી જે દિવસ મારે ચાલવું પડશે તે દિવસે હું પોતેજ આપઘાત કરી મરીશ, આ તલવારથી ગરદન સાફ કરીશ.

રાજા--યાદ રાખ હમણાંજ તને યવનોને સ્વાધીન કરૂં છું.

કેશરી---જ્યાં સુધી આ તરવાર મારા હાથમાં છે ત્યાં સુધી કયો દુરાત્મા મને પકડવાને હિમ્મતવાન છે !

રાજા---હું હુકમ કરૂં છું કે હાલને હાલ તારે સેનાપતિનો હોદો તથા હથીઆર છોડી દેવાં.

દીવાન---હાં હાં પ્રભુ જુલમ થાય છે, નિર્દોષને અન્યાય અપાય છે.

રાજા---ચુપ કરો ચંડાળો, તમો બંનેએ મળી મારા રાજ્યને ઉંધુ વાળવા ધાર્યું છે. પણ હું સમજ્યો છું કે આજ કાલ જુના નોકરોજ રાજ્યમાં ઉથલ પાથલ કરે છે પણ તેને ખબર નથી કે તેમનો કાળ હું હયાત છું.

શ્યામ---બરાબર છે મહારાજ જુના તો જરૂર ઉંધુંજ વાળવાનાજ જોયું ના આ આપની આંખો આગળ બન્યું તે?

રાજા---આ યવન સરદારે મારી આંખ ઉઘાડી છે, કદાચ હું અંધ બની તમારી શીખવણીએ ચાલ્યો હોત તો જરૂર મારા રાજ્યની પાયમાલી થાત.

કેશરી---પાયમાલીના પગથીઆ ઉપર ચઢી હવાઇ મહેલ બાંધવાના હવતીઆં મારનાર નાદાન રાજા તારી ઇમારત પુરી થઇ છે, પાપ પ્રકાશી નીકળ્યું છે, લક્ષ્મીની લાલચમાં લપટાએલ લંપટ રાજા તારી બુરી દશા થશે.

રાજા---બસ કર તારા જેવા સલાહકાર સેનાપતિની સલાહથી ચાલવા કરતાં આ યવન સરદારની ઓથમાં રહી શાંતિમાં રહેવું એજ સુખકર છે, બસ હાલને હાલ તારાં હથીયાર છોડી દે.

કેશરી---એ કદર માલીકની નોકરીનું છેવટે આજ પરિણામ છે, દેવિ વિજયલક્ષ્મી ક્ષત્રીયકુલભુષણ ભવાની આ કેશરીસીંહના તને પ્રણામ છે, સાથે પ્રતિજ્ઞા છે કે એક કૃતઘ્ની યવન દુતનું કહ્યું માની મારી આ દશા કરનાર રાજાની આફત પ્રસંગે હું તને કમરપર ધારણ કરીશ નહીં, દેવી આ દાસના તને છેલ્લા પ્રણામ.

રાજા--- કેશરી યાદ રાખ આ તારૂં અભિમાનજ તને ખરાબ કરશે, આ યવન સરદારો પોતાના હાથેજ તારો ન્યાય કરશે, તને શુળીની સજા થશે.

કેશરી---અને ઓ અવિચારી રાજા યાદ રાખ કે તું પણ થોડા

વખતમાંજ મારી દશાને પહોંચશે. પ્રભુ પાસે ચાહું છું કે તને આ તારા અન્યાય અને પાપ કર્મની સજા જલ્દી મળો, હું નિર્દોષને તેં જે અન્યાય આપ્યો છે તે અન્યાય-નો બદલો તને જલ્દી મળો.

રાજા—સીપાઇઓ, પકડો, કેદ કરો.

ટેબ્લો.

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—સુબાનું વિચાર ભુવન.

પાત્ર--સુબો, વજીર, સેનાપતિ, ખીજરખાં.

સુબો--વજીર ગફુરખાં, આજ આપણા અપૂર્વ બળથી સલતનત શોભાયમાન છે, દુશ્મનોની અટલ સંખ્યામાં આપણું લશ્કર અજીત છે, જ્યાં આપણે નજર કરી ત્યાં આપણી ફત્તેહ છે, ખુદા તાલાનો આભાર માનો આજે સમસ્ત ગુજરાત ના શત્રુઓ સલતનતના તેજથી તાબે થયા છે, નહીં માને-લાને જોર જુલમથી હરાવી જેર કર્યા છે.

વજીર—કસુર માફ, કેશરીસીંહને જીતવોને કાલને જીતવો બરાબર છે. હા કદાચ તેની સામો કોઇ યવન સરદાર હોત તો અલબત તેને જેર કરત.

સુબો--શું કેશરીસીંહ વાઘ છે ને યવન સીપાઇઓ શિયાળવા છે! શું તે શુરવીર છે ને સીપાઇઓ બાયલા છે! શરમ છે યવન સરદારોને કે કેશરીસીંહ હજુ દુનીઆમાં હયાત છે.

સેનાપતિ-હજુર ગુન્હો માફ, નામદાર, સીંહને પણ શરમાવે એવા

બલવાન યોદ્ધાઓ આપણી ફોજમાં છે, આપ ખુદાવીંદના નામની ખાતર પ્રાણ પણ આપવા તૈયાર છે પરંતુ લાચાર કે તેમનો સરદાર અમરસીંહ છે.

સુબો—તેથી શું છે ? અમરસીંહ જરૂર કેશરીસીંહને કેદ કરશે રાજ્યને તાબે કરશે.

ચોપદાર–જહાંપનાહ, વીશળગઢથી આવેલ ખીજરખાં આવવા રજા માગે છે.

સુબો—આવવા દે, ગફુરખાં, ખીજરખાં વિશળગઢના સમાચાર આપવાજ આવ્યા હશે. (ખીજરખાં નમન કરે છે.)

સુબો—કેમ ખીજરખાં યુદ્ધના શા સમાચાર ?

ખીજરખાં–નામદાર જેની હાકથી પૃથ્વી આકાશ ને આફતાબ કંપે છે, કેશરી થરથરે છે, મહારથી યોદ્ધાઓ મોઢામાં તૃણ લઇ હાર કબુલ કરે છે, તેવા પ્રતાપી શાહના લશ્કરની હમેશાં ફત્તેહજ છે પણ—

સુબો—પણ એટલે શું ! વિશળગઢ હજુ આબાદ છે, કેશરીસીંહ હજી જીવતો છે !

ખીજરખાં–હજુર, સરહદ ઉપર કેશરીસીંહ સાથે લડાઇ થવાથી લશ્કર કમી થઇ ગયું ને અમરસીંહ દગાથી કેદ થયા, પાછળથી ફરેબ કરી અમોએ અમરસીંહને છોડાવ્યા ને કેશરીસીંહ હાલ કેદ છે. નામદાર થોડા લશ્કરની જરૂર છે, કારણ કે વિશળગઢ તાબે કરવાની થોડીજ વાર છે.

સુબો—તો શું હતા તે હથીઆર ધારી અને તમે શું ચુડીઓ ધારી હતી ? મગતરાની માફક મસળાઇ જનારા બાયલા ભરાયા હતા ? ઘાસની માફક કપાઇ જનારા કંગાલ ઉભરાયા હતા ? અફસોસ ! સદ અફસોસ ! લ્યાનત !

ખીજરખાં–હજુર કસુર માફ, જહાંપનાહ દગો કરનારને દગાથી કેદ કરાવ્યો છે ને વિશળગઢના રાજાને આપણો દોસ્ત બનાવ્યો છે.

સુબો—હેં તે શાથી ?

ખીજરખાં-તદબીરના પ્રતાપથી અમરસીંહે પ્રથમ કેશરીસીંહને ફો-
ડવા પ્રયત્ન કર્યો, પરંતુ ટેકીલો રજપૂત ઇમાનથી ન ચળ્યો, અમે તેને બંધીવાન કર્યો, ત્યાં અચાનક તેના રજપૂત સર-
દારોએ છાવણીમાં છાપો માર્યો, મુસલમાનો જોરથી લડતા હાર્યા, ને અમરસીંહ તેમના હાથમાં સપડાયો, હું અને શ્યામલાલ રાજાના દરબારમાં આગળથીજ જઇ હાજર થયા, પ્રપંચની જાળ પાથરી કીંમતી જવાહીરની ભેટ કરી, કાચા કાનના કાયર રાજાને ભંભેરી કેશરીસીંહની વિરૂદ્ધ ખટપટ જગાડી રાજા અમારા મતને મળી ગયો, ને કેશરીસીંહ રાજાને હાથે કેદ થયો ને અમરસીંહ છુટો થયો.

સુબો--વારૂ હવે શું કરવા ધારો છો ?

ખીજરખાં-નામદાર વીશળદેવ રાજાને પકડી કેદ કરવો, ને કેશરી-
સીંહની સાથે ફાંસી ઉપર ચઢાવવો, બાજી તૈયાર છે ફકત થોડાજ લશ્કરની વાર છે.

સુબો—ચાલો હું પોતેજ તમારી સાથે આવું છું, એ વીશળગઢના નાનકડા રાજ્યની અભિમાનથી આશમાન તરફ ડોકીયાં કરતી દીવાલોને જમીન દોસ્ત કરૂં છું, બાળી વેરાન સ્મશાન કરૂં છું, સલતનતની સામે શીર ઉચું કરનાર એ રજપૂ-
તોનાં માથાં ગરદનથી સાફ કરૂં છું.

# અંક ૩ જો.

## પ્રવેશ. ૨ જો.

સ્થળ—મરિચીનું શયનગૃહ.

પાત્ર—મરિચી હરનામ ને સુરબાળા સખીઓ.

મરિચી— ગાયન.

પ્રેમબાણ દઇ ગયો, આ પ્રાણ સાથે લઇ ગયો,
પ્રવાસી ક્યાં રીસાઇ ગયો, સંન્યાસી ક્યાં છુપાઇ ગયો
ભુલી હું બાઇ ભાન આજ-
વસ્ત્ર વેષ મંગળથી, હસ્તના કમંડળથી
ભાલચંદ્ર મંડળથી, વાણી મૃદુ ચંચળથી
ભુલી હું જ્ઞાન ધ્યાનમાંજ—
હસીને હસાવી ગયો, નયને લલચાવી ગયો
વીરહે રીબાવી મારૂં ચીત્ત એ ચોરી ગયો
નણુદલ વીર માન્યા મેં તો ભગવંત ભરૂંસે મેં તો
દે એ વર ભુધર દેતો, લે આ અરજી કર લે તો

હા પંડિત પંડિત રે પ્રાણપ્યારા,
ગયા ક્યાં વિખુટી કરી પ્રાણ મારા,
કરી સ્નેહને છેહ દેવો ઘટે છે,
ન સંન્યાસીને આ કરવું ઘટે છે;
પીડા પ્રાણીને આપવી પાપ એ છે,
ગયું શાસ્ત્ર ક્યાં શીખવ્યું આપનું તે
બલા હેતુ થઇ હાની કરવી ઘટે છે
હા પંડિત પંડિત મરિચી રટે છે.

૧ સખી—( લટકાથી ) હા પંડિત પંડિત મરિચી રટે છે.

૨ સખી—મરિચી પંડિત તે કોણ !

૩ સખી—તે મારે આટલી વિહવલ શાની ?

૪ થી—અરે પણ બેન આ આજે રડે છે કેમ ?

૧ લી—શાને એની બહુ રડી રડી, આંખ સુજી ગઇ છે.

મરિચી—વહાલા કેરા વિરહ દુઃખમાં, રાત્રી વેરી થઇ છે.

૨ જી—ફીક્કા લુખા અધર દીસતા, લાલી ઉડી ગઇ છે.

મરિચી—નિસાસાના ગરમ પવને, લાલી ઉડી ગઇ છે.

૩ જી—શું વિચારો મન મહિં કરે શે કહેના હઠીલી.

મરિચી—કયારે આવી ભ્રમર કળીનો પ્રેમ લે પૂર્ણ ઝીલી.

૧ લી—હાં સમજી સમજી, એ સંન્યાસીએજ તમારી આ દશા
કરી છે.

મરિચી—હા જો.

રમવુ રૂચે ના જમવું રૂચેના, પંડિતનું દર્શન છે રૂચે હા।
એ ચંદ્ર કયારે પ્રકાશવાનો આ ચંદ્રિકાને સુખ આપવાનો
નજરે અમીની નીરખે શશી જો, કૃપા અમીની અરપે શશી જો
કલ્યાણ કે હાણ પછી બીજું શું, આ ચંદ્રિકાનું પ્રિય તે
બીજું શું,

૨ જી—જાણ્યું જાણ્યું સખી હવે તારા દીલનું દર્દ બરાબર જાણ્યું.

૩ જી—હા બહેનના હૃદયમાં રસીયા રાગી વશ્યા છે, પેલા દેખાતા
પ્રેમી પંડિત ચિત્તમાં ઠસ્યા છે.

૪ થી—મળશે મળશે આ સંન્યાસી વર મળશે.

૧ લી—હા ધીરી થા ધીરી સખી રૂતુ આવતાં ધીરજનાં ફૂલ મોહાંજ
ફૂલશે.

મરિચી—હાસીઓ— ગાયન.

અરે વારે સંન્યાસી વનવાસીની પ્યાસી
ઉદાસી શું આવી તેં અંગ ધારી શાણી બેન મારી
વિરાગી વૈરાગીથી રાગી થનારી
કહેવી અક્કલની તારીફ તે શી તારી વાહ બલીહારી
અંતર ઘટના નિવાસી સંન્યાસી મારા એ
મોહનપર તનમનથી વારી જાઉં

સુંદર વર લક્ષ્મીવર અંતરથી ધાર્યા એ
સેવા કરી સ્વામીની સુખી હું થાઉં
અહોહો આતે શી નવાઇ, વા'રે જોગીની જોગણુ બાઈ
અરે વાહરે વાહ જોગી વિજોગી સંજોગીની જોગણુ
તમારી બલીહારી.
બનાવો વેષ ભારી વિભૂતિ અંગ ધારી શાણી બેન મારી

હરનામ—કેમ મરિચી શું વિચાર કરો છો ?

મરિચી—વિચાર ? શું વિચાર કરૂં છું ! હા, વિચાર તે વહાલાનાજ, પ્રેમી પંડિતનાજ બીજા કોના ?

હરનામ—ઓહ ! (સ્વ) પરમાત્મન્ ! આ અભાગીએ નિર્દોષ કન્યાના પ્રેમને કબજે કર્યો છે. (પ્ર) મરિચી, તમારી આ રીત સારી નથી, એક શુરવીર રાજબાળાનો સાધુ સંન્યાસીથી પ્રેમ ! કેવી ભુલ !

મરિચી—વારૂ ભુલ, પણ તમે તેનો સ્વિકાર કેમ નથી કરતા ?

હરનામ—મરિચી લાચાર છું, હું તમારી સાથે પ્રીતિ કરવા અશકત છું.

મરિચી—હેં ! તે શાથી ?

હરનામ—પ્રેમ અખંડિત છે, ખંડિત નથી, એક વખત અપાએલો પ્રેમ બીજે અપાતોજ નથી.

મરિચી—ત્યારે શું આપ ખરેખર સંન્યાસી ?

હરનામ—ના આપત્ ધર્મે ઉદાસી સાધુ સંન્યાસી છું.

મરિચી—આપનું પ્રેમપાત્ર ?

હરનામ—આપના આશરામાં છે તે.

મરિચી—કોણ સુરબાળા ?

હરનામ—હા આ પાષાણુ હૃદયી પાપ મૂર્તિ હરનામની સુરબાળા.

મરિચી—આપનું નામ હરનામ ?

હરનામ—હા અભાગી હરનામ.

મરિચી—ત્યારે શું હું નિરાશ થઇશ ? આ અંતરમાં નિવાસ કરેલી હરનામની મુર્તિને વિસરી જઇશ ?

હરનામ—ક્ષમા કરો, મરિચી હું લાચાર છું, એ શિવાય અન્ય હુકમ કરો, સેવા કરવા તૈયાર છું.

મરિચી--સેવા થઇ ચુકી, પ્રેમ યજ્ઞની પૂર્ણાહુતિ થઇ, યજ્ઞમાં બળીદાન થઇ હુંજ હોમાઇશ, આપના ત્યાગથી જીવન પર્યંત કુંવારી રહીશ.

સુરબાળા—અખંડ સૌભાગ્યવતી થઇશ, સંતાનવતી માતા થઇશ.

હરનામ—કોણ સુરબાળા ?

સુરબાળા--હા સ્વામિ, આપની ચર્ણરજ દાસી.

હરનામ--અત્યારે આ વખતે ?

સુરબાળા—મારા સ્વામીના દર્શનાર્થે, નાથ સતિને શર્ણ આપો, અમારૂં કષ્ટ કાપો.

હરનામ—ના અડકીશ, સાધ્વી પાપીના અપવિત્ર શરીરને ના અડકીશ.

સુરબાળા—નાથ જીવનમાં વિધીએ લખેલી ઘટના ફળી છે, તમે નિર્દોષ છો, હવે વૃથા સંતાપ કરી આત્માને કલેશમાં ન નાંખો, મારી એક પ્રાર્થના રાખો.

હરનામ—તારી પ્રાર્થના ?

સુરબાળા—હા વિનંતી, મરિચીનો સ્વીકાર.

હરનામ—સતી, આ શું બોલે છે ?

સુરબાળા-નાથ, સત્યજ કહું છું, સંસારની માયાનો મને મોહ નથી, સંસારને હું ચહાતી નથી.

મરિચી—ના બહેન ના, મારા માટે તમારા સુખનો ભોગ ન આપો, હરનામસીંહ તમો સુખી થાઓ, હું જાઉં છું, તમે મને વીસરી જજો, હું તમને નહિં વિસારૂં.

સુરબાળા—ના. ભગિની સત્ગુર, નાથ.

હરનામ—પરમાત્મન્! કેવું સંકટ!

સુરબાળા-નાથ! હું પણ આપના ચરણ કમળની સેવા કરીશ, તમે

તમારા હૃદયની અધિકારી મારી બેન મરિચીને સ્થાપો. તમારી સેવાનો અધીકાર મને આપો.

**હરનામ**—અસ્તુ તેમજ થાઓ, સુરબાળા, તારા જેવી પતિને ધર્મ સંકટમાંથી મુક્ત કરનાર વિપત્તીમાં સહાય કરનાર, દુ:ખમાં માયા બતાવનાર સન્નારીઓએ આ ભારતવર્ષનું મસ્તક ઉંચું રાખ્યું છે, પતિના સુખે સુખ સમજનારી ને પતિના દુ:ખે દુ:ખ સમજનારી દેશ પ્રજાને સંસારનું કલ્યાણ કરનારી તારા જેવી સાધવીને લાખો ધન્યવાદ છે.

**નોકર**—મહારાજ જુલમ થયો.

**હરનામ**-શું છે ?

**નોકર**—પ્રભુ કેશરીસીંહ કેદ થયા.

**મરિચી**-હાય !

**હરનામ**—હેં કોણે કેદ કર્યા ?

**નોકર**—મહારાજા વિશળદેવે, અને આપણી માલ મીલ્કત લુંટવા સિપાઇઓ આવે છે, માટે સાવધ થાઓ.

**હરનામ**-ફીકર નહિં, સુરબાળા તમો મરિચીનું રક્ષણ કરજો, હું તપાસ કરૂં છું, દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી કેશરીસીંહને મુક્ત કરી પાછો ફરૂં છું.

ટબ્લો.

# અંક ૩ જો.

## પ્રવેશ ૩ જો.

સ્થળ—રસ્તો.

પાત્ર— શ્યામલાલ. અમર તથા હરનામ,

શ્યામલામ ગાયન.

વાહ પૈસા, વાહ પૈસા, વાહ પૈસા, દુનીઆમાં એક પૈસા
છે સૌથી શ્રેષ્ટ પૈસા.
દીકરી વેચી દોલત લાવું, મોજમજા ઉડાવું
રમત ગમત નાટક ચેટક, નિશદીન જોવા જાવું
કાંઇ જલસા રોજ જમાવું સટા સર સોરટી લાવું. આહા
પેઢી કાહાડી, શેઠ ભારી, થાવા મારી, આશ ધારી૦ વાહ.
શ્રીમંતોમાં નામ ગણાવી, કહેવાઉં લાખ હજારી
મુંબાઈ પુના કલકત્તામાં, થાઉં મોટો વેપારી
પછી ક્રોડપતીની વારી, મન માનું નિત્ય દીવાળી
બસ ઘોડાગાડી સાથે લાડી ફરશું દાડી હાડી. વાહ.

શ્યામ—વસુ વિનાના નર પશુ, કોડી વગર કાપડીઓ ફાડે ના એક તસુ, બસ આપણે તો પૈસાદાર બનવાના, દીકરીની દોલતે માલદાર થવાના, સુધારાવાલા ભલે લાંબા લાંબા ભાષણો આપી દીકરીનો પૈસો લેવામાં પાપ કહે પણ સાહેબો આપણે તો દીકરીના પૈસેજ તાગડધીન્ના કરવાના હીમાયતી છીએ. વગર વેપારે મળે રૂપીઆ વીસ હજાર તો કોણ લેવાને ના થાય તૈયાર ? આજ કાલ તો પૈસાનોજ, પોકાર પૈસાના છીએ તાબેદાર, બસ પૈસાદાર, માલદાર.

અમર—શ્યામલાલ ?

શ્યામ—નામદાર.

અમર—અંધારી કાળી રાત ખુની ઝનુની જણાય છે, રકત જશે આજની રાત કાલે ઉગશે સુખનું પ્રભાત.

શ્યામ—સુખનું પ્રભાત !

અમર—હા જો આ આકાશ પૃથ્વી દશે દિશાઓને જો, અમરસીંહના નામને પોકારે છે દીન મુખે પૃથ્વી આધિન થવા તલપે છે. આકાશ છત્ર ધરે છે, વાયુ મારા યશોગાન ગાય છે. બ્રહ્માંડમાં મારા વિજયના શબ્દો ઘુંટાય છે.

શ્યામ—પણ બાપુ આવી કાળી રાત્રીએ જ્યારે જગત્ શાંત છે ત્યારે આપનું મન કેમ અશાંત છે ?

અમર—આજ જીવને આરામ નથી શાંતિનું કામ નથી, શ્યામલાલ યુદ્ધમાં હું મારૂં લોહી રેડું છું; તે શા માટે ?

શ્યામ—સુબા સાહેબની મહેરબાની માટે, તમારી નામના માટે

અમર—ના શરીરમાંથી લોહીનું એક એક ટીપું જમીનમાં પડે છે, અંતરમાં અનેક આશાઓ ઉત્પન્ન કરે છે.

શ્યામ—આશ્ચર્ય !

અમર—આશ્ચર્ય થવાનું નથી, બાજી તૈયાર છે, કાલે પ્રભાત ઉગતાં વિશલગઢના સૈન્ય ઉપર હુમલો થશે, વિશલદેવ કેદી થશે. કેશરીસીંહસાથે તે અવિચારી રાજાનું મસ્તક વધસ્થાન પર વધેરાશે ને સૂર્યના કીરણો વીશલગઢની દીવાલ ઉપર પ્રકાશ પાડે તે વખતે તે સમયે.

શ્યામ—શું થશે ?

અમર—અમરસીંહ વિશલગઢનો રાજા થશે.

હર—હેં ! કોણ અમર ? સાંભળવા દે.

શ્યામ—પરંતુ સુબા સાહેબ ને યવન સૈન્ય હશે તે ?

અમર—મારા મનોવેગને પાછા પાડવા તેઓ અશકત છે, મુસલમાની રાજ્યનો પાયો હિંદુઓની વફાદારી અને શૌર્યતા ઉપર ચણાયો છે. કદાચ સુબા સાહેબ આડા થાશે તો ? કેશરીસીંહની જગ્યાએ પહોંચાડતાં કયાં વાર છે ?

શ્યામ—તો શું આપ સુબાનો દ્રોહ કરશો ?

અમર—દ્રોહ ! બીલકુલ નહી, સ્વાર્થ અને કામનાઓ તૃપ્ત કરવા

વીરતાનાં કાર્યો કરવા તે દ્રોહ નથી, ઉન્નતિના પંથે જવું તે બેવફાઇ નથી.

શ્યામ—ખરૂં છે ખરૂં છે. હું પણ આપના મતને મલતો છું પણ બાપુ આ હવાઇ વિચાર સાચા કે તોપના ગોળા?

અમર—ન હોય તોપના ગોળા, સાંભળ, કેશરી અને વિશલ દેવના મહોતથી વિશલગઢની પ્રજા કેશરીયાં કરી સામી થશે તે વખતે આપણે આપણું લશ્કર પાછું ખેંચી લઇ રાજ્યનો કબજો કરી લઇશું અને મારા નામની આણ વર્તાવી દઇ શું એક વખત હું રાજા થઈ ચુકયો બસ પછી મેદાન સાફ.

શ્યામ—કદાચ યવન લશ્કર સામે થશે તો?

અમર—તો અમરની શકિત અને તેના મરણીઆ વફાદાર સૈનીકો તેમનું નિકંદન વાલવા તૈયાર છે. શ્યામલાલ આ નંદનવન સમાન પવિત્ર ભુમિમાં હું મારૂં અને મારી જાતિનું જે રક્ત છાટું છું તે પરદેશીઓના સ્વાર્થ માટે કે દેશીઓના હિતને માટે નહીં પરંતુ મારી કામનાઓ તૃપ્ત કરવા.

શ્યામ—ત્યારે મહારાજ તમે શા માટે મુસલમાનોનો પક્ષ લ્યો છો?

અમર—મુસલમાનોનો પક્ષ લેવામાં મને લાભ છે, દુનીઆ એક વેપારનું બજાર છે તેમાં આપણા સ્વાર્થ સુખ ઉન્નતી અને શાંતિ વેચાય છે, જ્યાંથી સસ્તા અને સારાં મળે ત્યાંથી ખરીદવા એ મારો નિશ્ચય છે. હિંદુઓ કરતાં મુસલમાનો પાસેથી મને સારો લાભ મળે છે.

શ્યામ—વાહ બાપુ વાહ! શી તમારી વેપારી બુદ્ધિ!

અમર—શ્યામલાલ, તું જાણે છે આ વિશલગઢનો હું રાજા થયો છું, મારા સુખનો નાશ કરનાર, સુરબાલાને નસાડી મુકનાર, તીક્ષ્ણ વાકયોનો પ્રહાર કરનાર કૃતાંત કેશરી મારા અંતરને સલગાવી રહયો છે તેના અભિમાન અને ટેકનો વિનાશ કરવા મેં પ્રતિજ્ઞા લીધી છે, હું યવનોનો દાસ છું પરંતુ હવે તો દાસપણામાંથી મુક્ત થવા વારો આવ્યો છે

તેમાં આડે આવનાર તમામના ચુરા કરીશ, મારી તમામ ઉમેદો પુરી કરીશ.

શ્યામ—પણ મહારાજ, સેવકે પણ ઠીક યુક્તિ કરી હતી હો

અમર—હા તારો આભાર મરતાં પણ સાથે લઇ જઇશ.

શ્યામ—(સ્વ) મરતાં. જીવતાં તો કંઇજ નહી ને! (પ્ર) પણ બાપુ અમે એ આંગની છાયામાં રહ્યા તો અમારૂં પણ—બચ્ચાઓ બેટા શુળીપર ખુદા ભલા કરેગા.

અમર—અલબત હું તે વીસરી નથી ગયો, લે આ મારી સહી સાથ નો કરાર, મને રાજ્ય મળે તો તું થઇશ જાગીરદાર.

હુર—અહાહા! કેટલા નીચ! આ પાપની પ્રતિમાઓ ક્યાં સુધી આ પવિત્ર ભુમિને અપવિત્ર કરશે?

શ્યામ—વાહવા! અનદાતાર, આપની મહેરબાની એજ આધાર (કાગલ કમરમાં)

અમર—શ્યામલાલ, આ પૃથ્વી જો, આ જમીન જુવે છે.

શ્યામ—હા સાહેબ, એક આંખે નહીં પણ બંને આંખોએ.

અમર—બસ જો જમીનની માફક ચુપ રહેજે, જે વાત સાંભળી છે તેને અહીંજ દાટી દેજે યાદ રાખ કાલે—

શ્યામ—આપ મહારાજા ને હું જાગીરદાર.

અમર—બસ એજ વિચાર. (જાય છે)

શ્યામ—કોઇ આજ કાલ ધનની દશા બેઠી લાગે છે, બસ રૂપીઆ વીસ હજાર ને ઉપરથી જાગીરદાર, શ્યામલાલ માલદાર બસ બેડો પાર.

હુર—ખબરદાર!

શ્યામ—અ અ. એ. એ. એ.

હુર—ચુપ એક બોલ ને મહોત, બેહાથ ઉંચાકર.

શ્યામ—શા માટે?

હુર—બસ મારો હુકમ. (પીસ્તોલ)

શ્યામ—ઓ બાપલીઆ. (કાગલ કાઢી લેવો)

હુર—જો જીવ વ્હાલો હોય તો પાછું જોયા વગર ચાલ્યો જા.

શ્યામ—પણ તમે કોણ છો?

હુર—કોઇ નહીં, ચૂપ ચાલ્યો. જા.

એ મનુષ્ય જાતમાં ઉત્પન્ન થએલ રાક્ષસો. દુનીઆની શાંતિના ભંગ કરનારા દાનવો, આજ તમારા મહોતનું સાધન હુરનામના હાથમાં છે.

હુરનામ— ગાયન.

ઝટપટ કપટ જાળથી કેશરી છોડાવું
ન્યાય નિપુણ ધર્મનો અવતાર ના હોય દેહમાં
સ્હાય સરજનહારની કરૂં વ્હાર ઝટપટ
મદમસ્ત અરિ હુરી અસ્ત કરજો.
વિકટ સંકટ નાથ હુરજો.
આપજો જય સત્યને હું સહાયમાં જોડાવું

# અંક ૩ જો.

## પ્રવેશ ૪ થો.

સ્થળ—જેલખાનું.

પાત્ર—કેશરીસીંહ અને હુરનામ.

કેશરી— ગુજારે તું પ્રભુ શા શા જુલમ નિર્દોષ પ્રાણીપર,
પીડા નાંખે પ્રભુ શાને પીડાતા દીન પ્રાણીપર;
હશે શું આમ નેકીને બદલ જંજીર તો જડવાં,
શુરા સમશેર ધારીને કરે આ કંકણો પડવા.
જણાવું હું પ્રભુ કોને બુરા આ હાલ કેદીના
ગુજરતા દિન શી રીતે હશે કંગાલ કેદીના.

( સિપાઇ ખાવાનું આપી ચાલ્યો જાય છે, પહેરેગીર પહેરો ભરેછે )

અહો ! કેશરી, કેશરી, તારા આ કેવા હાલ !

એક દિન આ રાજનો, બીન તાજનો રાજા હતો,
એક દિન કેદી બની, ખાવાને ટુકડા માગતો ;
એક દિન હીરા જડેલ, હાથીઓની હારમાં !
ચડતી સ્વારી શોભતી, શુરા સહુ સરદારમાં,
તે આજ આ અંધારી કાળી રાત જેવી કોટડી ;
એવેનશીએ હાથ દઇ, આ હાથપર બેડી પડી !

( સંન્યાસી પ્રવેશ કરે છે )

સીપાઇ—ખબરદાર ! કોણ આવે છે ?

હર—એક પ્રભુનો દાસ. સંન્યાસી.

સીપાઇ—અત્યારે આ વખતે ?

સન્યાસી—હા અન્યાયના બલીદાન થએલ દુ:ખી અંતરને દીલાસો દેવા, ધર્મનો ઉપદેશ કરવા.

હર—ત્યારે મૃત્યુના મુખમાં પડેલા એક અભાગી કેદીની આગળ આ સંસારમાં માત્ર છેલ્લીજ વાર ધર્મનો ઉપદેશ કરવાની જરૂર નથી ! તેના પાપોનું સ્મરણ કરવાની—

સીપાઇ—ક્ષમા કરો ભગવન્, સરદાર કેશરીસીંહને ભલે આખુ જગત્ પાપી કહે, પણ હું તેને પાપી કદાપી કહીશ નહીં.

હર—શું તેણે પાપ નથી કર્યું ?

સીપાઇ—નહિ, હજારો પાપીઓને પાપમાંથી ઉગાર્યા છે, ધર્મ જાતિ અને દેશને માટે જીવન અર્પણ કર્યું છે. તે પાપાત્મા નહીં પણ પુણ્યાત્મા છે.

હર—શું તું કેશરીસીંહને નિર્દોષ માને છે ?

સીપાઇ—હું તો શું પરંતુ આખા વિશળગઢની, અરે આખા દેશની પ્રજા તેને પવિત્ર માને છે, તેની આ દશા જોઇ અંતર ચીરાઇ જાય છે પણ શું કરવું સત્તા આગળ શાણપણુ નકામું છે.

હર—તો શું ભલા ભાઇ, હું કેશરીસીંહ પાસે જઇ શકીશ ?

**સીપાઈ**—પણ ઉભા રહો મહારાજ તેને પાપાત્મા સમજી ઉપદેશનો પ્રહાર ન કરશો. પરંતુ તે પૂન્યાત્મા છે તેની ખાત્રી આપજો અને કહેજો કે ધર્મ અને દેશની ખાતર હાથમાં લોઢાનાં કંકણો ધારનાર વીર પુરૂષ તારો સત્કાર આ નિષ્ઠુર સંસારમાં નહીં પણ દેવ દરબારમાં થશે.

(સંન્યાસી કેશરી પાસે જાય છે.)

**હર**—કેશરીસીંહ ?

**કેશરી**--કોણ સાક્ષાત્ પ્રભુ મૂર્તિ ?

**હર**—ના, મનુષ્ય મૂર્તિ.

**કેશરી**--આ મૃત્યુના મુખમાં પડેલા અભાગી કેદીની પાસે.

**હર**—હા.

**કેશરી**—કારણ ?

**હર**—મૃત્યુદંડની શિક્ષાને ભોગ થએલા કેદીના આત્માને શાંતિ આપવા.

**કેશરી**--મહારાજ મારા આત્માને શાંત કરવાની જરૂર નથી. પરંતુ કાલે સંધ્યાકાળે અસ્ત થતાં આ દેહમાં રહેલા ચૈતન્યનો પણ અસ્ત થશે તો અભાગી દેહને બાળી નાખનાર મારી ચિતાને શાંત કરવાની જરૂર છે.

**હર**—પવિત્ર ગંગાજળના સિંચનથી શાંત કરીશ.

**કેશરી**—ના મહારાજ મારી ચિતા ગંગાજળથી શાંત નહીં થાય, ચિતાના અંગારા ઓલાશે પણ અંતરના સળગતા લાળા શાંત નહીં થાય, અન્યાય અને વિશ્વાસઘાતનો મારી ચિતા પોકાર કરશે અને ચિતાનો અગ્નિ પ્રચંડ સ્વરૂપ ધારી અશાંતિ ફેલાવશે અને સદાને માટે દેશ સ્વતંત્રતા રહિત પરતંત્ર થશે.

**હર**—જે થવા કાળ તે થયા કરશે, સરદાર તમારા જીવનના અંતમાં હું તમને પવિત્ર ધર્મશાસનનો ઉપદેશ સંભળાવવા આવ્યો છું.

**કેશરી**—ધર્મશાસનનો ઉપદેશ ! શા માટે ?

હર—તમારા પાપનો નાશ કરી તમારૂં હૃદય તે અંતર્યામિ સાથે જોડવા માંટે.

કેશરી—મહારાજ "ધર્મ ધર્મ કહી શાસ્ત્રો રહ્યા જેને પોકારી, તે ધર્મ ઉપરથી ઉઠી ગઇ છે શ્રદ્ધા મારી" જેને શાસ્ત્રકારો પાપ કહે છે તે આજે પૂન્ય મનાય છે

હર--પાપ કદાપિ પૂન્ય કહેવાય નહી, ધર્મ અધર્મ થાય નહીં, અનાચાર આચાર મનાય નહીં.

કેશરી—તો શું મહારાજ, કયા પાપે આ હાથોમાં બેડી પડી છે? લોઢાની સાંકળો શરીરે જડી છે? દેશ ધર્મ અને જાતિના રક્ષણમાટે આખુ જીવન અર્પણ કર્યું. આર્યભૂમિને યવનના હાથમાં જતી અટકાવવા હજારો શુરવીરોનાં બલીદાન આપ્યાં, પ્રાણાંતકાલે પણ વિશાલગઢની પવિત્ર ભુમિને યવનને હાથ જવા દેવી ન ધારી, આ શું પાપ અને આજ અધર્મ કે જેના ન્યાયે આ હાથે બેડીઓ પડી છે? શુરવીર સરદારના શરીરે લોઢાની સાંકળો જડી છે?

હર—શાંત થાઓ વીર સરદાર શાંત થાઓ, અપુર્ણતાથી ભરેલું જગત્ કદાચ તમારા જેવા ધર્મરક્ષક ભક્તની સેવાનો ભલે આવો બદલો આપે પરંતુ કર્તવ્ય બજાવતાં બદલાની આશા ન રાખો, સાચા કર્મનું ફળ દેનાર કીરતાર છે, સાચો સહાયક છે, ધર્મનો પ્રતિપાળ છે.

કેશરી—પ્રભુના કાર્યની મને અશ્રદ્ધા નથી, મારાપર પડતી મુશીબતની મને પરવા નથી, હૃદયની નિર્બળતા મહોતનો મને ડર નથી. મરવાને માંટે હું કાયર નથી, પરંતુ આવા કાચા કાનના બેકદર મૂર્ખ રાજાના અભિમાનથી આ ભૂમિની થએલી દુર્દશા મારા મરતકને દુઃખથી કંપાવી નાંખે છે.

હતી જ્યાં હોમ શાળાઓ હજારો ત્યાં કત્લખાનાં
હતી જે ઠામ ગૌશાળા, દીસે ગૌવધતણાં થાણાં
હજારો મરી જ્યાં થાતા, વળી જ્યાં વેદના ઘોષો
ભુંજાતાં ત્યાં પશુના હાડ, લોહી માંસને જોશો
દયા દેવી હતી ત્યાં, રાક્ષસી, હિંસા બીરાજી છે

હતી જ્યાં પ્રીતિ દેવી ત્યાં, ઈર્ષા આવીરાજી છે
હતાં જ્યાં મંદીરો મોટાં, ભયંકર ત્યાં મશાણો છે
હતાં જ્યા પર્વતો મોટા, ઉંડી ત્યાં હાલ ખાણો છે
હતા જ્યાં વાસતા દેવો અસુરો ત્યાં વસ્યા આવી
થયું હા કાળથી શું શું, થવાનું શું હશે ભાવી

હર...... સ્વતંત્રતાનો ભક્ત જે, શું બંધને તે કેશરી!
ધર્મકેરો સ્થંભ આ શું તુટી પડયો આ કેશરી!
લોહ કેરા પાંજરે પકડાઇ પડયો આ કેશરી!
તેજ તુજ નિસ્તેજ ભારત, કેદખાને કેશરી!

કેશરી—કોણ પંડિતજી મહારાજ ?

હર—હા, હુંજ તે ઉદાસી સંન્યાસી, આપનો રૂણમાં દબાએલ વનવાસી.

કેશરી—પંડિતજી તમારા દર્શનથી મને હર્ષ થયો છે, કહો મારી મરીચીના શા હાલ છે? દુ:ખી બાપની કન્યાના શા સમાચાર છે?

હર—આપને મળવાને ઇંતેજાર છે, આપ પધારો એટલીજ વાર છે.

કેશરી—આ ભયંકર કારાગૃહમાંથી છુટા કયાંથી થવાય, મુક્તિ વિના કયાંથી મળાય?

હર—હું આપને મુક્ત કરવા આવ્યો છું.

કેશરી—શી રીતે?

હર—આપને બદલે હું કેદમાં રહું એ રીતે, આપ મારાં વસ્રો પહેરી અહીંથી ચાલ્યા જાઓ, જાઓ વાર ન કરો.

કેશરી—તમને સાધુને બંધનમાં નાંખી હું જીવું શા માટે?

હર—આર્યભુમિની સ્વતંત્રા માટે, દેશના રક્ષણ માટે, મારા જેવા સાધુનું જીવન નિર્માલ્ય છે ત્યારે તમારૂં જીવન મારા જેવા અનેકના ભારને ઉઠાવનાર છે, તમે આ ભુમિના સુપુત્ર છો, આ રંક માતાની આશા છો.

કેશરી—આપ સંન્યાસી બ્રહ્મ બળ ધારી બ્રાહ્મણ તેનું આ તુચ્છ ક્ષત્રી માટે બળીદાન? શીવ શીવ, તો પછી ક્ષત્રીઓ

ગાબ્રાહ્મણ પ્રતિપાળ કેમ કહેવાશે? મહારાજ અમારા ક્ષત્રીઓનું જીવન બ્રાહ્મણો માટેજ છે.

પ્રભુ બ્રહ્મ કાજે ગયા રામ રાને
હરિશ્ચંદરાજા વસ્યા જઇ સ્મશાને
લાધી વિષ્નુની લાત અંગે ધરીને
જીવે ક્ષત્રીઓ બ્રહ્મ રક્ષા કરીને.

હર—કદાચ તેજ અડચણ આડે આવતી હોય તો મહારાજ હું બ્રાહ્મણ નથી પણ ક્ષત્રીય છું, પાપી છું, ઉદાસી છું.

કેશરી—શું આપ ક્ષત્રીય છો, વેષ ધારી!

હર—હા, કરેલ પાપનું પ્રાયશ્ચિત કરવા છે કંથા ધારી, આજ આપના ચર્ણમાં જીવન અર્પણ કરતાં પાપ દુર થશે, મોક્ષનો માર્ગ ખુલ્લો થશે.

કેશરી—હા તમે ક્ષત્રીય છો, યુદ્ધમાં વીર પુરૂષની માફક કરેલું કર્તવ્ય સંન્યાસીનું હોય નહીં મારી શંકા ખરી પડી, તમને જોઇ મારૂં અંતર આનંદથી ઉભરાઇ જાય છે, આપનું નામ?

હર—હરનામ, મહારાજ મારી પ્રાર્થના સ્વીકારો.

કેશરી—પ્રથમ મારી એક પ્રાર્થના સ્વીકારો.

હર--ફરમાવો.

કેશરી—સ્વીકારશો?

હર--શીર સાટે.

કેશરી—હરનામસીંહ, તમે મારી કન્યા મરીચાનું પાણી ગ્રહણ કરજો, એજ મારી ઇચ્છા વિનંતી પ્રાર્થના.

હર--ભલે મહારાજ, આપનું અંતઃકરણ તેથીજ આનંદ માનતું હોય તો ખુશીથી આપની આજ્ઞા ઉઠાવીશ, મહારાજ હવે હું રજા લઇશ.

કેશરી—પધારો વીર પ્રણામ. (જાય છે.) બસ આખર અંત મહોત, વફાદારીનો બદલો ધર્મનો પુરસ્કાર, ઇશ્વર આજ તારી

ઇચ્છાનો અનાદર નહીં પણ સ્વીકાર કરીશ, સમશેરને ચુમી ગરદનપર ધરીશ.

વીધિ અંકો લખાયા જે કદાપિ તે નહીં ફરશે;
થયો શરણે પ્રભુને હું થવાનું તે થયા કરશે.
(અમર બંધિવાનદશામાં વિશળદેવને લઇ પ્રવેશ કરે છે)

અમર—કેમ કેશરી, જો આ કોણ છે ?

કેશરી—કોણ મહારાજ, વિશળદેવ કેદી ?

અમર—હા. કેશરી તેં આ કેશરીને સતાવવામાં ભુલ કરી હતી, જો તું ન સમજયો તો આખરે તારી અને તારા અન્નદાતારની આ દુર્દશા કરી.

કેશરી—ઓહ ! આખરે નાગને દુધ પાયું પરંતુ તેનો ઝેરી સ્વભાવ ન ગયો, અંગારાને વાયુ દેજયો પણ બાળવાનો સ્વભાવ ન ગયો, તેમ મુખમાં મીઠાશ ભરી પણ અંતરમાંનું ઝેર ન ટળ્યું, કેમ મહારાજ વિશળદેવ, અત્યારે આ દશામાં ? આ રંક સેવકના શબ્દો યાદ આવે છે ?

રાજા—ભાઇ મને તારા ચરણમાં પડી માફી માગવા દે.

કેશરી—નહીં દુર રહે. મને ના અડકીશ, ઓહ ! સ્વજન અને સ્નેહી વિયોગી હૈયું ભડભડ બળે છે, આજ તારા પાપની સીમા નથી, તારા ઘોર પાપે સ્વતંત્રાનું નીકંદન ગયું છે, દેવના રાજ્યમાં દાનવનું રાજ્ય થયું છે.

રાજા—હા કેશરીસીંહ તારાં વચનો અત્યારે તીરની માફક સાલે છે, ખરેખર હું ભુલ્યો.

કેશરી—નહીં તું ભુલ્યો નથી, પણ ભાવિએ તને ભુલાવ્યો છે, આ ભુમીની સ્વતંત્ર દશાની અવધ આવી રહી હતી, વિશળગઢનું પવિત્ર રાજ્યાસન તારા જેવા મુર્ખ ક્ષત્રીય'રક્ત રહિત પુરૂષના ભારે મુંઝી રહ્યું હતું, આ રાજ્યનો મુગટ તારા જેવા હીચકારાના મસ્તક ઉપર ઝાંખો લાગતો હતો. ઓ અનાચારી રાજા આ તારી સહેજ ભુલે આજ પળમાં તારી દશા પલટાઇ ગઇ છે.

રાજા--કેશરી કેશરી, કહે કહે ભલે કહે, સાંભળવા તૈયાર છું, મેં પારકાને પોતાના પીછાન્યા મિત્રને દુશ્મન માન્યા. ઝેરને અમૃત માની પીવાજ કર્યું, પરંતુ તેનાં કડવાં ફળ આજે પ્રત્યક્ષ જોયાં, મારૂં સર્વસ્વ તારામાં હતું, તને બંધનમાં નાંખી મારૂં બંધન મેં માગી લીધું.

અમર--કેમ આ દશામાં પણ મગજની ખુમારી ઓછી નથી થઇ? હા, કેશરી જીવતો રહી જો આ વિશાળગઢનું રાજ્ય મેદાન મેદાન કરીશ તારી આંખો આગળ બાળી સ્મશાન કરીશ તારા સીપાઇઓ તથા સંબંધીઓના તલવારથી ટુકડા કરી તેનાજ રક્તમાં નગરને તરતું કરીશ અને પછી તને અને તારા બાયલા રાજાને રીબાવી રીબાવી મારી નાંખીશ.

કેશરી—ઓહ ! શું કરૂં લાચાર છું.

અમર--સીપાઇઓ વધસ્થાનમાં બંને કેદીઓને ફાંસીને લાકડે તૈયાર રાખો, સંભાળજો સટકી જાય નહીં.

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—શ્યામલાલનો ઉતારો.

### પાત્ર--શ્યામલાલ, લાલદાસ. કમળ, લીલી.

શ્યામ—(પ્રવેશી) ઘણા દિવસે દેશમાંથી કાગળ મળ્યા છે, પણ આ બે કાગળો કોના લખેલા હશે. (કાગળ બહુજ લાંબો દેખી) અધધધ આતે કાગળ કે ટીપણું ! અને આતે અક્ષર કે વ્યાસજીની માણુ ! વાંચવા દે આ કયા ગધેડાની છે મહોકાણ !

"સ્વસ્તી શ્રી મહા સુખ રામને પુજીઆરાધ્ય એ (હાંહાં) મહા શુભસ્થાને પુજ્યારાધે (આ લખનાર કોઇ મુર્ખ ચંદ્ર જણાય છે. સ્થળ બંદર બેટ શહેર મુકામ ઠેકાણું નગર

ત્રિશળગઢ મધ્યે અતિ અતિ મુરતિ અતિ અતિ માનને લાયક માથાના ઉતર વગેરે શેઠ સાહેબ શ્યામલાલ શોભાલાલ જોગ. આપનાજ ગામમાંથી લખીતંગ ગુણ અને અક્કલના ભંડાર ડાહ્યાને મોઢે ચઢેલા, ચોરે ચૌટે પ્રખ્યાત થએલા, આપની કોટરીમાં તગદીર અજમાવી ગએલા સુરતના હેથીઆ લાલદાસના ઘના ઘના માનથી રામ રામ જેશ્રી કરસન જેગોપાળ જુહાર વગેરે વગેરે પરનામ માની લેજોજી.

અહોહો ! આ કાગળ તો મારા બત્રીશ લક્ષણા જમાઇરાજે લખેલો જણાય છે, વાહ ! શું લખવાની સભ્યતા ! ચોખો અક્કલમાં ઉંટ જણાય છે.

"આપ આપની ધ્યાનમાં માનપૂર્વક રજુ કરવાની રજા લેઇશ કે શેઠીઆ આપને રૂપીઆ વીસ હજાર લઇ ચાકરડી પરનાવી હતી પણ સુરતી સેવક આગળથી ચેતી ગયો છે ને આપ પણ હવેથી તે વાતને વીસારી દેજોજી. કારન કે તમોને જનાવવા માગું છું કે તમારી પોરી કમળથી મારાં લગન થઈ ગયાં છે, સાંભળી ગુસ્સે ના થશોજી. તમારી છોકરીની દયા ખાઇ મારે તે કામ કરવું પડયું છે જી. વારૂ સાહેબજી સેથીઆ અને હું ને તમારી પોરી આવતી કાલેજ તમારા પગે પરવા આવીએ છ તો તમે તમારા જમાઇને કન્યાને વધાવી લેવા તૈયાર રહેજોજી."

શ્યામ—આ શું ? સુરતી મારી કમળથી પરણી ગયો, મારા રૂપીઆ વીસ હજાર હવામાં ! પણ એ માની શકાતું નથી. આ બીજો કાગળ કોનો છે, જોવા દે.

"શીરછત્ર પિતાશ્રી"

આપ મને ક્ષમા કરજો, મારી ઇચ્છાનુસાર આપનાથી ખાનગી રીતે મેં લગ્ન કીધાં છે, આપ કદાચ મારા ઉપર ગુસ્સે થશો પણ બાપુ મારી જીંદગીનો વિચાર મારે કરવો જોઇએ, હું આપના ચરણમાં પડી આપની દયા માગવા મારા સ્વામીની સાથે આવું છું, આપ દયા કરશો, થયું તે ન થયું થનાર નથી, ભાવિ પ્રબળ છે.

લી૦ આપની આજ્ઞાંકિત કન્યા કમળ.

**શ્યામ**—આ શો ગોટાળો! એક કાગળ લાલદાસ સંટોરીઆનો લખેલો છે તેમાં લખે છે કે પોતે ખાનગીમાં કમળ સાથે પરણ્યો છે અને તે વાતનો કમળ પણ કાગળ લખી ટેકો આપે છે, શું તારે લાલદાસ બુઢ્ઢા ધુવડનું લખવું સાચું હશે! હાય હાય! મારા વીસ હજાર તો ગયા ને મણી જેવી કન્યા બુઢ્ઢા સાથે પરણી, ના ના મનાય નહીં, આ કરતાં તો કાન્ત સાથેજ લગ્ન કર્યાં હોત તોજ સારૂં હતું, બવિષ્યેજ ભુલ્યા, હવે આ ગોટાળાની ખબર કયારે પડે, બુઢ્ઢો ગધેડો આવે તો ખબર પડે.

**લાલ**--જુહાર જે ગોપાલ, શેઠીઆ જે ગોપાલ. સાહેબજી, સાહેબજી.

**શ્યામ**--હા જેગોપાલ.

**લાલ**--હા જરા તમારા બાપુને પગે પડોજી તેથી તેમનો ગુસ્સો ઉતરી જાય.

**લીલી**—પિતાજી, પ્રણામ કરૂં છું.

**શ્યામ**—( પુરે પુરી જુએ છે ) અરે મરેરે તારો પિતાનો થતો, તું છે કોણ કે મને બાપ કહી ગલે પડે છે.

**લીલી**—પિતાજી હવે ગુસ્સો ઉતારી નાંખો, છોરૂં કછોરૂં થાય, એમાં આટલી રીસ ન રાખો.

**લાલ**—હાજી થઇ ગઇ તે થઇ ગઇજી, મારી પણ મંગાઇ ગઇછે.

**શમામ**—અરે છોરૂ કછોરૂ તે કોનું? આ તો લીલી કમલની ચાકરડી.

**લાલ**—નહીં શેઠીઆ હવે ચાલાકી જવા દયો, હજુ તમો મને સાસામાં ઉતારવા માગોછ પન હું તેમ થાપ ખાઉં તેમ નથી.

**શ્યામ**—અલ્યા એ સુરતી મુરખા, તારૂં કાલજું તો ખસ્યું નથી ના?

**લાલ**—જુઓ સેથીઆ, આપ જયારે મારા સસરા થએલ, તો મારે આપના માનની ખાતર બેચાર કડવા સખુન ગલી જવા પડે છે મેં આપને પ્રથમથીજ કાગલ લખેલો.

**શ્યામ**—આ કાગલ!

**લાલ**—હાજી એજ કાગલ પરથીજ આપને જનાશે કે આપની પોરી જયારે મારા ઉપર આશક પડી છે ત્યારે મારે ખાનગીમાં લગ્ન કરવા જરૂર પડી છે. આપે મને થાપ ખવરાવવી ધારી ત્યારેજ મારે આ પગલું ભરવું પડયું છે.

**શ્યામ**—અલા બેલ, પણ આ કોણ છે ?

**લાલ**—સેથીઆ આપની પોતાની પોરીને પણ ભુલી જાઓ છે કે એ બી સુ જુલમની વાત છે, સેથીઆ વીચાર કરી જરા ધારી ધારી જુઓ એજ તમારી કમલ.

**લીલી**-- હાય હાય ! વહાલા, આ મારા બાપુને શું થયું છે, થોડા દિવસમાં તો તે આ મને પણ ઓળખતા નથી.

**લાલ**--ગભરાઓ નહીં મારી બાપુડી, એ તો સહજ વાયુની અસર જણાય છે.

**શ્યામ**--અલ્યા એ સુરતી વાયુની અસર તો તને થઈ છે, આ તો તને કોઇએ ઉંધા પાટા બંધાવ્યા છે, આ તો મારી ચાકરડી છે ચાકરડી, અરે રાંડ લીલી તું શેની કમળ થઇ બેઠી છું ?

**લાલ**--ઓ મારવાડી ઉંટ, ઉંમરમાં વધ્યો, પણ અક્કલમાં તો આમળા જેવું મીંડું છે. આ તારાં વરસ પાણીમાં ગયાં પાણીમાં.

**લાલ**—હું સમજી ગયો છું કે તમો મારી સાથે તાલંબાજી ચલાવી મારી પાસેથી રૂપીઆ પડાવવા માગો છો, હજુ તમો મુને ફસાવવા માગો છો કે હું તમારી પોરીને બદલે ચાકરડીને પરણ્યો છું, પન સેથીઆ એ વાત જવા દો અને સીધા સીધા જમાઇરાજને કબુલ કરી લ્યો.

**શ્યામ**—અરે જંગલી રોઝ, તારા જેવાના નશીબમાં મારા જેવાના જમાઇ થવાનું ક્યાંથી હોય ?

**લાલ**—જોયું કે આ તારો બાપ શું બકેચ ?

**લીલી**—હાય હાય ! એ તો મને ઓળખતા પન નથી.

**લાલ**—મને તો એનું ભેજું ચસકી ગએલું લાગે છે.

શ્યામ—અલ્યા બણુચક ભેજું તો તારૂં ચસકેલું જણાય છે.

લાલ—જોયું આ ચોખું વાકુનું ચીન્હ, વાતચીતમાં બોલાવ્યા વિના બોલે એ ચોખું ગાંડપન.

લીલી—હાય હાય ! નક્કી મારા બાપ તો ગાંડા થઇ ગયા, હવે હું શું કરૂં ?

શ્યામ—અરે રાંડ વલકુડી ગાંડો થાય તારો બાપ જે હોય તે, આ ગરીબ જાણી ઘરમાં રાખ્યા તો નવાજ પડતાં મસીદ કોટે વળગી.

લાલ—નક્કી ગાંડપન, ખાત્રી થઇ.

લીલી—અરેરે એમને કોઇ વૈદ હકીમની પાસે લઇ જાય તો ઠીક,

શ્યામ—ઓ બાપલીઆ આ તો મને સેપડાગ્યો ભેજાના ચસકેલ મને ગાંડો ઠરાવે છે.

લાલ—અરે કાંઇ ફીકર નહીં, હમનાંજ પોલીસને બોલાવી કોલાબાના મેડ હાઉસમાં મોકલાવુંછ, આ ફી ભરવી પડશે તો ભરશું પન તેને તો સીધોજ કરી નાંખવાનો હાં.

જમાદાર—કેમ શું છે ?

લાલ—કાંઇ નહીં રે જમાદાર સાહેબ જરા આને પકડી રાખોજી.

સીપાઇ—અરે પન છે શું ?

લાલ—અરે મીયાં પહેલાં આને પકડો છટકી જશે તો તમારા બાર વાગી જશે.

શ્યામ—ઓય મારો બેટો, આ સુરતીએ તો હદ કરી.

લાલ—જુઓ સાહેબ, આપ જે છો તે મારા સસરા છો.

શ્યામ—અરે હું તારો જમાઈ છું,

લાલ—અને આ મારી ધનીઆની, તેનાએ બાપ છે.

શ્યામ—અરે મરેરે તેનો બાપ થતો, અલ્યા છોડ.

જમાદાર—અરે પકડો, ફરીઆદીની ફરીઆદ સાંભળવી જોઇએ.

શ્યામ—અરે શેની ફરીઆદ ! રાંડનો મને દીવાનો ઠરાવે છે, ઉલટો ચોર કોટવાલને દંડે છે.

લાલ--અરે સાહેબ, આ મારા સસરા છે, છે તો મોટા માનસ પન જરા તેમનું કાતરીઉં ગેબ થઇ ગયું છ, તેમની આ પોરી જે મારી ધનીઆની.

શ્યામ—અરે એ સુરતી, સસરો ના કહે નહિ તો—

સીપાઇ—ચૂપ દીવાના.

લાલ—એને બકવા દોજી. આ મારી ધનીઆની અને મારાં હમનાંજ લગન થયાં છે.

જમાદાર—હમનાંજ ?

લીલી—હાજી હમનાંજ પણ--

લાલ—પણ તે દીવાનો થઇ ગયોછ કે પોતાની પોરીને પન ઓળખતો નથી. માટે એને પકડી અમારી સાથે લઇ જવો છે.

જમાદાર--કયાં લઇ જવો છે ?

લાલ—કોલાબે ગાંડાની ઇસ્પીતાલમાં, દવા કરાવા.

શ્યામ—અરે તારા બાપને લઇ જા, ગધેડા હરામખોર અરે મને છોડ. ( જોર કરે છે. )

સીપાઇ--ચૂપ કર દીવાના, બસ કર નહીં તો ડંડાનો માર પડશે.

લાલ--અરે નહીં તો અમે સુરત લઇ જઇશું ત્યાં ડુમસની હવા ખાસે એટલે ડાગલી ઠેકાને પડી જશે.

જમાદાર--ઠીક છે તમારૂં કહેવું સાચું છે, આ પાગલ જેવાંજ જણાય છે.

શ્યામ—તારો બાપ પાગલ.

સીપાઇ—ચોખ્ખો દીવાનો. ( જમાદારકુ પાગલ બોલતા હે )

લાલ--જમાદાર સાહેબ. ( લાંચ આપે છે ) હું જલ્દી કરો.

જમાદાર—વારૂ એને સંભાળીને લેઇ જાઓ, રસ્તામાં તોફાન ન કરો.

શ્યામ—અરે હરામખોરો, મને ક્યાં લેઇ જાઓ છો ?

સીપાઇ—અરે ચાલ સીધો નહીં તો પુરોજ થઇ જઇશ હોં.

શ્યામ—અરે છોડો હું નહીં આવું.

લાલ—અરે એને બરાબર સંભાળજયો, જો છુટશે તો કોઇને મારશે. ( કમળ ને કાન્ત આવે છે. )

બંને—કેમ શું છે? શું છે?

શ્યામ—કોણુ? મારી કમળ?

કમળ—હા પિતાજી.

બંને—અમે આપને પગે પડીએ છીએ.

લાલ—હેં! આ દાસી તે શું કમળ? ત્યારે આ કોણુ? અસલી કે નકલી? નક્કી કાંઇ ગોટાળો!

શ્યામ—કમળ તેં મને કાગળ લખ્યો હતો?

કમળ—હા પિતાજી, તેનીજ માફ઼ માગવા આવી છું કારણુ કે થયું ન થયું થનાર નથી માટે બાપુ.

શ્યામ—કાંઇ નહીં બેટા કમળ, ઉલટો તને હું ધન્યવાદ આપું છું પૈસાના લોભની ખાતર પોતાની રત્નસમાન કોમળ કન્યાને આવા અક્કલના ઉંટ સાથે પરણાવી ભવ બાળવા તૈયાર થએલ મારા જેવા લોભી બાપને લાખો ધીક્કાર છે, કમળ તેં મારી ભુલ સુધારી અને મને આ સુરતી ચોખ્ખો ગધેડોજ જણાય છે.

લાલ—એં હેં હું ગધાડો? અલ્યા જમાઇ ગધેડો?

કાન્ત--એ શેઠીઆ, જરા ચસ્મા ઉતારી નાંખો અને જુઓ આ જમાઇ તો તમારી સામેજ આપનો સેવક ખુદ હાજર છે બાકી તમને તો તમારા લાયક ચાકરડીજ પરણી છે કે તમે તેના યોગ્યજ છો,

કમળ -કેમ લીલી બા, હવે તારો કમળનો પાઠ પુરો થયો છે, તું ન મળી હોત તો મારો ભવ બગડત.

લીલી--બહેન. તમારી કૃપાથી મને પણ આ મુર્તવંતા મળી ગયા છે.

લાલ--અરે રાંડ લીલી તું સુકાઇ કેમ ના ગઇ કે મારા ધોળામાં ધુલ નાંખવાને તૈયાર થઈ.

લીલી--આ તમારા માટેજ લીલી રહી ને તમારી ને મારી જોડી બની ગઇ.

જમાદાર—અરે છોકરી, શું આ તારો બાપ નથી !

લીલી—ના જમાદાર એ તો મારા શેઠ છે.

જમાદાર-ત્યારે સુરતી શેઠ તમે નાહક સારા માણુસને હેરાન કર્યા અને અમને તસ્દી આપી.

લાલ—અરે સાહેબ તમારી તસ્તી ગઇ જહાનમમાં પણ મારો તો આખો ભવ ગયો પાણીમાં.

જમાદાર-તે તમારા કર્તવ્યનો બદલો તમને મળ્યો, વારૂ સાહેબજી.

શ્યામ--બેટા કમળ, આ લીલીને આ બુઢ્ઢા સાથે કોણે વળગાડી ?

કમળ—બાપુ, એ અમે ને એમને મળી સુરતી કાકા સાથે પરણાવી છે.

શ્યામ—હેં ! લીલીને પરણાવી છે ?

લાલ--હાજી, ખરી મહોકાન તો એજ વળી ગઇ છે, અરે હવે હું સુરતમાં જઇ શું મોઢું બતાવવાનો, મારી તો મટી ખરાબ થઇ ગઇરે મારા બાપ.

કાન્ત—રડો ના ડોસા રડો ના, તમે પૈસાના દમામથી એક ભોળી કન્યાનો ભવ બગાડવા તૈયાર થયા તો તેનો બદલો તમને મળ્યો.

લાલ—મરી ગયોરે બાપલીઆ હવે મારૂં શું થશે !

શ્યામ—સુરતી કાકા શાંત થાઓ, લીલી પણ આપની નાતનીજ છે, ફક્ત છપન્નીઆમાં તેના માબાપ મરી જવાથી અમોએ ઉછેરી મોટી કરી છે તે બાબતનો હું સાક્ષી છું.

લાલ—તો તો બહુ સારૂં શેઠજી, તમારૂં કલ્યાણ થાઓ ને મારી લાજ તમારા હાથમાં છે.

શ્યામ—બેટા તમો બંનેએ મળી મારા જેવા લોભી અને સ્વાર્થી બાપનો ભવ સુધાર્યો છે, મારી થએલી ભુલની હું માફી માગુ છું, ઇશ્વર સાક્ષીએ તમારા બંનેનો હાથ ફરીથી

મેળવી આપું છું, ઈશ્વર તમને દીર્ઘાયુ કરે ને મન ગમતા સુખો મેળવો.

**લીલી**—ને આ લાલદાસ ને લીલીનું જોડું પણ અમર રહો.

ગાયન.

ગોટાળો ભારે થયો ભાઇ, પડયા પાછા કરી સફાઇ,
જુની આંખે નવી નવાઇ, બુઢાપે શી કરી કમાઇ,
રૂપીઓ દઇને લીધી પાઇ,—પાઇ—પાઈ—
લોભે લાભ ગુમાવે જગમાં સ્વાર્થીઆ નરનાર
દીકરીના દમડા લેનારા, નરને લાખો ધિક્કાર.

ભલામાં છે સદા ભલાઇ; કરી લ્યો સ્નેહથી સગાઇ
સુખી રહો. બાઇ અને ભાઇ; બન્યો હું સુરતી જમાઈ
રૂપીઓ દઇને લીધી પાઇ ( ૩ )

# અંક ૩ જો.

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—વધસ્થાન.

પાત્ર—વિશળદેવ, કેશરીસીંહ, જલ્લાદ,

**કેશરી**--

પ્રભુ જે કરે છે તે સારૂં કરે છે, મને પૂર્ણ વિશ્વાસ તારા પરે છે.
હશે આ રીતે મહોત ભાગ્યે લખાયું, નહીં છોડે કોઇને મર્ણ આવ્યું.
ન ચિંતા કરેલી કશી કામની છે, થશે ધારણા જે હશે રામની તે,
હું તો અંધ છું આશરે ચાલનારો, તમે દોરી ચાલો તહીં આંવનારો.

**જલ્લાદ**—ચલાઓ તૈયાર.

**મરીચી**—(વીંગમાંથી નીકળતાં બાપુ કહી દોડી કેશરીસીંહને બાઝી પડે છે, કેશરી છાતી સરસી ચાંપે છે.) બાપુ મને મૂકી કયાં જાઓ છો ?

**કેશરી**—મરીચી, મરીચી, બેટા તું આ વધસ્થાનમાં ?

**મરીચી**—બાપુ, વહાલા બાપુ,

**કેશરી**—જા મરીચી બેટા તું અહીંથી જતી રહે, અમારૂં રક્તમાં રોળાતું મસ્તક તારાથી નહીં જોવાય.

**મરીચી**—બાપુ મને જવાનું ન કહો, હું તમને છોડીને કયાં જાઉં? ભલે તમારી સાથેજ મારૂં મસ્તક વધેરાય, પરંતુ બાપુ તમારાથી છુટી નહીં પડું.

**કેશરી**—બેટા મરીચી, જીવનના શેષ કાળે તું મારા અંતરમાં માયા જગાડવા કયાંથી આવી? જા માની, બેટા અહીંથી જતી રહે.

**મરીચી**—બાપુ વહાલા બાપુ, હવે હું કયાં જાઉં! મારે હવે કોને આધાર?

**કેશરી**—સઘળા જગતને પાળનાર વિશ્વાધારનો આધાર સાચા સરજનહારને આશરે તને મુકું છું. બેટા તે તારૂં રક્ષણુ કરશે, તને ઉત્પન્ન કરનાર ઇશ્વરની છાયામાં જા, બેટા મારો અંત છે, જીવનનું શેષ છે.

**મરીચી**—બાપુ, બાપુ, તમારો વધ હું થવા નહીં દઉં, તમારી કાયા ઉપર મારા શરીરની છાયા કરીશ.

**કેશરી**—ભગવન્, મારી નિર્દોષ મરીચી તારા શરણે છે, આવ બેટા મારી છાતીએ જડાઇ જા, જીવનમાં માત્ર છેલ્લીજ વારનું વાત્સલ્ય દર્શન.

**અમર**—ચલાઓ છોકરીને દુર કરો, તમારા કામની તૈયારી કરો.

**જલ્લાદ**-તૈયાર! (મરીચીને બાજુએ હઠાડે છે.)

**સુરબાળા**-સબુર!

**અમર**—ખબડદાર!

**સુબો**--તમો કોણુ છો રોકનાર?

**સુર**--સાચ્ચા ન્યાયની અરજદાર અનાથ યોગીની.

**સુબો**--આ ન્યાયનો દરબાર નથી, સાધ્વી.

**સુર**--પ્રજાના પિતા આ નિરાધાર અને નિ:સ્વાર્થ યોગીનીનો એક સ્વાલ છે.

સુબો--ખુશીથી બોલો શું સ્વાલ છે?

સુર—નિર્દોષને ગુન્હેગાર ઠરાવવા એ કયાંનો ન્યાય છે? પાપી અને કૃતધ્નીની સલાહે ચાલી સાચા રાજ્ય ભક્તોનાં ખૂન કરવાં એ કેવો અન્યાય છે?

સુબો—કયા ગુન્હેગાર નિર્દોષ છે? સાધ્વી સાફ બોલો.

સુર—વીર કેશરીસીંહ અને વિશળદેવ.

સુબો—શી રીતે?

સુર—પાપી અને દુષ્ટની શીખવણીથી ન્યાયી શાહનું મન ભ્રમિત કરી અન્યાયના માર્ગે દોરાવાય છે પાપી બચી જાય છે સાચાનું ખૂન થાય છે,

સુબો—પાપી કોણ છે?

સુર—આ કુલાંગાર અમરસીંહ ને શ્યામલાલ.

અમર-- એ કામણગારી ઓરત તું જાદુભરી છે, તારી આંખો ચુડેલની માફક ઝેરથી ભરી છે. આ તારી જાદુઇ જાળ છે મને સપડાવવા આ તારો તાલ છે.

સુબો—ચૂપ કરો અમરસીંહ, અરજદારની સામે બોલવા તમને શો અધિકાર છે? સાધ્વી અમરસીંહ શાથી પાપી છે?

સુર—આપના સરદારોમાંના વીર ધીરસીંહ અને તેની સ્ત્રી લક્ષ્મી કયાં છે?

અમર—કેમ કયાં છે? આપઘાત કરી મરી ગઇ.

શ્યામ—અને ધીરસીંહ, રવડી રખડી મરી ગયો.

સુર--હરનામની સ્ત્રી સુરબાળા કયાં છે?

સુબો—સુરબાળા તો, અમરસીંહના સ્વાધિનમાં છે.

અમર--હાજી એ મારી સગી થાય, મિત્ર પત્નિથાય.

સુર—તો સુરબાળા કયાં છે તે સ્વાલનો જવાબ અપાય.

અમર--( શ્યામલાલને ) કયાં છે?

શ્યામ--હું હજુર મરી ગઇ.

સુબો—મરી ગઇ! શાથી?

શ્યામ—સાહેબ, કોલેરા થવાથી.

સુર—ઓ દુનીઆને દેખાતા સફેદ ઠગ, તારી વાસના બુરી હતી, હરનામની સ્ત્રીને તેં તારી પત્નિ કરવી ધારી હતી, વિષયાંધ, તે સુરબાળા માટે હરનામની માતાનું તેં ખૂન કરાવ્યું અને લક્ષ્મી અને ધીરસીંહના પ્રાણ લીધા, એટલાથી ખાત્રી ન થતી હોય, તો હરનામની પત્ની સુરબાળા હાજર છે.

બધા—હેં!

સુબો—કોણ સુરબાળા?

શ્યામ—બાર વાગ્યા (સ્વ)

સુબો—સુરબાળા તું આ દશામાં? બેટા નિર્ભય રહે, તારા ન્યાય માટે અમરસીંહ ગુન્હેગાર છે. પરંતુ આ કેદીઓને બચાવવા તારી પાસે શું આધાર છે?

હરનામ—(પ્રવેશી) સાચાનો મદદગાર, શાહનો વફાદાર સેવક તે પુરાવા માટે તૈયાર છે. નેક નામદાર, આ તેમની વફાદારી નો કરાર, વાંચી થાઓ તૈયાર પછી જુઓ કે કોણ છે ગુન્હેગાર?

સુબો—વજીર. વાંચો તેમાં શું લખ્યું છે?

અમર—પેલો કરાર?

શ્યામ—તે તો ત્યાંથીજ થયો હતો પસાર, હાય હાય હવે મારા જીવને નથી કરાર.

વજીર—"સાચા મિત્ર સ્યામલાલ.

સુબાને સમજાવી કેશરીસીંહ અને વિશળદેવનાં મસ્તક ઉડાવી અમરસીંહ આ દેશનો રાજા થશે તેમાં સુબો આડો ચાલે તો ગુપ્તરીતે સુબાનું માથું તારે ઉડાવી દેવું. તે બહાદુરીના બદલ દર વરસે રૂ. ૫૦) હજારની આવકની જાગીર તને બક્ષીસ આપવી. તે મારા બાપદાદાના બોલથી બંધાઇ લખી આપેલો આ કરાર."

સહી.

દ. અમરસીંહ સરદાર હવે પછી રાજા મહારાજા

સુબો—એ ઘાતકી નીચ ચંડાળે મારા રાજ્યમાં મારા હાથે અન્યાય કરાવી સતીઆને સૂતાવી ન ધરાયા કે છેવટ મારા ઉપર આવ્યા ? એ નીચ શ્યામલાલ, સત્ય શું છે જાહેર કર.

શ્યામ--હજુર જીવત દાન ગુન્હો માફ.

સુબો—બોલો સાફ સાફ નહિ તો આ વધસ્થાન ઉપર તમારી ગરદન થશે સાફ.

શ્યામ—ગરીબ પરવર, આ સુરબાળાનું કહેવું અક્ષરે અક્ષર સત્ય છે ને આ વીરનરનો પુરાવો પણ સાચો છે. અમરસીંહે આપને મારી રાજા થવાની આશા રાખી અને મને જાગીરદાર બનાવવાનો કરેલો કરાર સાચો છે પણ હજુર મને માફ.

સુબો—પરંતુ આ પોગલનું પ્રકાશ કરનાર આ સાધુ કોણ છે? તેને આ રાજ્ય ખટપટથી શું કામ છે?

હરનામ--ખુદાવીંદ આપનો સાચો રાજ્યભક્ત ગુલામ આ હરનામ છે તેના આપના ચરણમાં પ્રણામ છે.

સુબો--શાબાસ ! વીર હરનામ, શાબાસ !

હરનામ--ખુદાવીંદ, આ નિર્દોષ મહાશયોને હવે મુક્ત કરો.

સુબો—તેમને છુટા કરો એ કુર ઘાતકી અમર તારા પાપે હદ કરી છે, મારા ન્યાયી રાજ્યમાં તેં મારી કિર્તીને ઝાંખી કરી છે, તને શું કરૂં ને શું ન કરૂં આજ વધસ્થાનમાં તેમનાં મસ્તક ધડથી જુદા કરો, મારા તપેલા હૃદયને શાંત કરો.

શ્યામ—ખુદાવીંદ ગુન્હો. માફ.

હરનામ—નામદાર, આ પાપીઓએ જો કે પાપ કરવામાં કાંઇજ બાકી રાખ્યું નથી. પરંતુ ક્ષમાના ભુષણરૂપ આપ ન્યાયી સુબા સાહેબે દયા કરવી જોઇએ.

સુબો--દુષ્ટ ઉપર દયા એ પરિણામે ભયંકર છે માટે તેનો તો નાશજ થવો જોઇએ.

**કેશરી**—નામદાર, તેમના પાપનો પસ્તાવો તેજ તેમના પાપની શીક્ષા તેઓને બસ છે.

**અમર**—ઓહ ! આજે આ અમરની અમરતા નાશ પામી છે, ઇજ્જત આશા સઘળું ગુમાવ્યું છે, હું પાપી છું તે હું માનતો નથી, તમે જીવતદાન આપો છો પણ તમારી દયા ઉપર હું જીવવા ચાહતો નથી, પ્રતિષ્ઠા વિના પ્રાણ ધારણ કરી પૃથ્વી ઉપર ફરવું તેના કરતાં મરણને હું લાખ દરજ્જે શ્રેષ્ટ માનું છું. હરનામ લે આ તારા પાપનો બદલો.

(પીસ્તોલ મારી મરી જાય છે.)

**કેશરી**—એ વીર નર, આખરે નીચ કૃત્ય કરી નજ જીવ્યો.

**સુબો**--બસ બધું શાંત, બેટા સુરબાળા હવે તારૂં શું પ્રિય કરૂં !

**કેશરી**—કૃપાનાથ, મારી એક પ્રાર્થના છે.

**સુબો**—આ માંગળીક પ્રસંગે તમે જે માંગશો તે આપવા તૈયાર છું.

**કેશરી**—ખુદાવીંદ સતીની આજ્ઞા હોય તો મારી કન્યા મરીચાનો હાથ હું હરનામના હાથમાં આપવા ચાહું છું.

**સુર**--ઘણીજ ખુશીથી, મારી પણ એજ ઇચ્છા છે.

**વીશળ**--તો ચાલો મંગળ કાર્ય કરી કૃતાર્થ થઇએ. (સીન ચેઈંજ)

**સુબો**--આવ વીર હરનામ, તારી નેકી અને વીરતાનું ઇનામ, ખુદા તમને દીર્ઘાયુષી કરો ને મન ગમતાં સુખો મેળવો.

**બધા**--આનંદ ! આનંદ ! આનંદ !

ટેબ્લો.

સંપૂર્ણ.

## "શ્રી દેશી નાટક સમાજ" ના

તમામ પુસ્તકો નીચેને ઠેકાણેથી

## વેચાતા મળશે.

મજકુર "સમાજ"નો જ્યાં મુકામ હોય ત્યાંથી

અમદાવાદઃ— માહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ઠે૦ ત્રણ દરવાજા પાસે.

મુંબઇ:— એન. એમ. ત્રીપાઠી.

ઠે૦ કાલબાદેવી રોડ, પ્રીન્સેસ સ્ટ્રીટ.

ત્રેવીસ ખેલના ઓપેરા--દરેકની કીમત. ૦-૨-૦

જાલીમ ઠુલીઆ ગદ્યપદ્યાત્મક કીંમત ૧-૦-૦

સંન્યાસી યાને પાપનું પ્રાયશ્ચિત

ગદ્યપદ્યાત્મક કીંમત ૦-૮-૦

## શ્રી દેશી નાટક સમાજ,

ઠે૦ શ્રી શાંતિ ભુવન થીએટર—અમદાવાદ.